# સુંદરીતિલક

અથવા

## સુબોધ ગરબાવળી.

સરસ કવિઓની કવિતા સાથે યોજનાર તથા

રચનાર

## કહાનજી ધર્મસિંહ.

મુંબઈ

"નિર્ણયસાગર" મુદ્રાલય.

સંવત્ ૧૯૪૮. શાકે ૧૮૧૪.

મૂલ્ય છ આના.

# सुंदरीतिलक

अथवा

# सुबोध गरबावळी.



सरस कविओनी कविता साथे योजनार तथा

रचनार

कहानजी धर्मसिंह.



मुंबई:

"निर्णयसागर" मुद्रालय.



संवत् १९४८. शाके १८१४.



मूल्य छ आना.

( શાર્દૂલવિક્રીડિત. )

નારી નિત્ય રહે પ્રસન્ન ન મુકે, સૌભાગ્ય ચિન્હો કદા,
સંભાળે ઘર સાફ વસ્તુ સઘળી, પાત્રાદિ રાખે સદા.
જે સંપત્તિ વિપત્તિ હોય ઘરમાં, તે ના જણાવે કદી,
રાખે લાજ સમાજમાં, જઇ જનો, પાસે ન નાખે વદી. ૧
ઝાઝું બાહર ના ફરે, પર નરો સાથે ન વાતો કરે,
લજ્જા ચિત્ત સદા ધરે, ન જનમાં, ઉંચે સ્વરે ઉચ્ચરે;
સેવા પ્રેમ ભરે કરે પ્રિયતણી, તેના શ્રમોને હરે,
કાંઈ ગુપ્ત ન આચરે ગુરુ જનોની શીખ તે આદરે. ૨
નારી નિત્ય સહાય થાય પતિ જે, ધર્મો કરે તેહમાં,
કો કાળે પ્રિયથી વિયોગજ નહિ, ઇચ્છે રહી સ્નેહમાં;
પાળે પોષણથી પ્રજા અશુભ જે, ધારે ન તે દેહમાં,
સંભાળી સહુ વાપરે સ્વપતિ જે, લાવી મૂકે ગેહમાં. ૩

(सुभाषित-लहरी.)

# अर्पणपत्रिका.

(દોહરા.)

પરમ પ્રમાણિક સુઘડ નર, કીર્તિ કમળ સુવાસ;
ભાનુશાળિ ભગવાન્ સુત, શ્રી પુરુષોત્તમદાસ. ૧

સંગિત ને સાહિત્ય રસ, આપે અનુપ મિઠાસ;
રસિક વિવેકી પ્રૌઢ મત, શ્રી પુરુષોત્તમદાસ. ૨

કુલિન કુળવધૂ ગુણ ઘણા, પ્રસરી રૂહે ચોપાસ;
ઈચ્છો એવું અંતરે, શ્રી પુરુષોત્તમદાસ. ૩

પવિત્ર પ્રમદા ઓળખે, એકજ શ્રી અવિનાશ;
વાંચ્છા એવી આપની, શ્રી પુરુષોત્તમદાસ. ૪

સત્ય સનાતન ધર્મપર, શ્રદ્ધા ને વિશ્વાસ;
ધરો આર્ય અભિમાન મન, શ્રી પુરુષોત્તમદાસ. ૫

પરમારથ પંથે કરો, પ્રીતે નિત્ય પ્રયાસ;
સુજન હૃદયના સુરતરુ, શ્રી પુરુષોત્તમદાસ. ૬

થાય સઘન આ દેશ ને, જાય અવિદ્યા ત્રાસ;
રાખો એ ચિત ચાહના, શ્રી પુરુષોત્તમદાસ. ૭

શ્રીપાંચે સંયુક્ત પણ, શ્રીમદનો નહિં વાસ;
શ્રીરંગે રંગી સદા, શ્રી પુરુષોત્તમદાસ. ૮

વિલસે વિદ્યા વિનય ને, વિવિધ પ્રકાર વિલાસ;
આનંદે નિશદિન રમો, શ્રી પુરુષોત્તમદાસ. ૯

કાન પ્રસન મનથી કહે, થાજો સુજશ પ્રકાશ;
દીરઘાયુ સુખ ભોગવો, શ્રી પુરુષોત્તમદાસ. ૧૦

# પ્રસ્તાવના.

કુલિનતા, સુશિલતા અને સુઘડતા, એ સદ્‌ગુણો સ્ત્રીજાતિને ઘણી જરૂરના છે. તે સંબંધી રસિક, બોધક અને સરળ કવિતાગ્રંથો સ્ત્રીઓને જાણીતા રાગતાળવાળા ઘણા થોડા છે. બલ્કે જે છે તે અઘરા, મોટા મૂલ્યના અને એવા વિચારોથી આચ્છાદિત છે કે, સ્ત્રીમંડળમાં તેનો છૂટથી ઉપયોગ થાય નહિ.

આ ઉપરથી એક લઘુ ગ્રંથ લખવાનો મને વિચાર થયો ને થોડા વિષયો લખ્યા. કેટલાક મિત્રોને તે પસંદ પડવાથી પૃથક પૃથક બુદ્ધિપ્રકાશ, સ્ત્રીસદ્‌બોધરત્ન વગેરે દ્વારા પ્રસિદ્ધિમાં મુક્યા. કેટલીક મુદ્દત પછી અત્રેના ભાનુશાલી ગૃહસ્થ શ્રીયુત્ પુરુષોત્તમ ભગવાનદાસનો મને અનાયાસ મેલાપ થયો. આ પરમાર્થી પુરુષે સુબોધસંગ્રહ, પરમપદબોધિની, ગોરક્ષાપ્રકાશ વગેરે ગ્રંથોમધ્યે મારી કવિતા વાંચી હતી, અને આ ગ્રંથની કવિતા જોઈ એક લઘુ પુસ્તક પ્રકટ કરવા ઉલટ ભરી ઈચ્છા જણાવી. એટલુંજ નહિં, પણ સ્ત્રીશિક્ષણસંબંધી સરસ કવિતા ઉમેરવા ખાસ ભલામણ કરી. કવિ નર્મદાશંકર અને દલપતરામની કવિતા આ વિષયને વધારે અનુકૂળ જણાયાથી, તેણે તેમજ બીજી થોડી કવિતાએ અલંકૃત કરી, સુંદરીઓના સૌભાગ્ય–શણગારરૂપ આ લઘુ ગ્રંથને "સુંદરીતિલક" નામ આપ્યું છે.

આ ચોપડીના જુદા જુદા છ વિભાગ કરવામાં આવ્યા છે:–(૧) ભક્તિસંબંધી વિષયોમાં એક ઈશ્વરની, સરસ્વતિની તથા માતાપિતાની સ્તુતિ, ભક્તિનું સ્વરૂપ, ઇશ્વરની અગાધ શક્તિ, વગેરે વિષયો છે. (૨) સ્ત્રીશિક્ષાના પેટામાં સ્વામિસેવા ને દુનિયાદારીની અટપટી ખટપટોથી અલગ રહેવાનો અત્યુત્તમ બોધ ઇત્યાદિ છે. (૩) વિવિધ બોધમાં અન્યોક્તિરૂપે જુદા જુદા પદાર્થોનું વર્ણન કરી, તે દ્વારા કિંમતી શિખામણો આપી

છે. ( ૪ ) આત્મજ્ઞાનને અંગે સ્વધર્મ, સ્થૂલ દેહનું અનિત્યપણું, સત્સંગ વગેરે બાબતો છે. ( ૫ ) સદ્દગૃહ-સ્થોને સૂચના કરતાં સ્ત્રીકેળવણીનો પ્રસાર, વિદ્યાનંદના લાભ, તથા સાંસારિક સ્થિતિમાં બાધકર્ત્તા કન્યાવિક્રય વગેરે બાબતો સમાવી છે. અને છેલ્લે ( ૬ ) ગોરક્ષણ પ્રકરણમાં ગાયનું પાલનપોષણ કરવાની જરૂર, તે સંબંધી સ્ત્રીઓની ફરજ, ઇત્યાદિનું યથામતિ દિગ્દર્શન કરાવ્યું છે.

દર્શાવેલા વિષયોની રચના અને ઉદ્દેશ કેવાં અને કેટલે દરજ્જે પાર પડ્યાં છે, તેની તુલના કરવાનું કામ ચતુર વાચકવૃંદનું છે. એટલે તેવિષે મારે કહેવાનું રહેતું નથી.

આ સ્થળે એટલું સ્મરણ રાખવાની આવશ્યકતા છે કે, શ્રીયુત્ શેઠ પુરુષોત્તમ ભગવાનદાસ ભાનુશાલીની ઉદારતાને આ પોથી આભારી છે. એ વીર નરે પોતાની ( ભાનુશાલી ) જ્ઞાતિમાં તથા મિત્રમંડળમાં ભાનુની પેઠે પ્રકાશમાન થઈ, આ "સુંદરીતિલક" નું ઉદારતાપૂર્વક લ્હાણું આપવા સંકલ્પ કર્યો છે. થાળી કળશિયાનાં લ્હાણાં કરતાં આવાં સ્થાયી, અગત્યનાં અને આ લોક—પરલોકમાં લાભકારી લ્હાણાં કરવાની શેઠ પુરુષોત્તમની પહેલ પહેલીજ છે. આશા છે કે, આ એમની ઉદારતાને માટે સઘળેથી ધન્યવાદના ધ્વની નીકળશે અને તેમનું અનુકરણ કરવાનો લ્હાવો લેવાને ઘણા ગૃહસ્થો ભાગ્યશાળી થશે.

સંવત્ ૧૯૪૮<br>રામનવમી.

ક૦ ધ૦

# अनुक्रमणिका.




| | પૃષ્ઠ. |
|---|---|
| **ભક્તિજ્ઞાન.** | |
| પ્રભુભક્તિ ............ | ૧ |
| બ્રહ્મભજન............ | ૫ |
| શારદાસ્તવન ......... | ૫ |
| ભૂધરભક્તિ ......... | ૭ |
| ઇશ્વરની દયા ......... | ૮ |
| ઇશ્વરની માયા......... | ૯ |
| ઇશ્વરપ્રીતિ ......... | ૧૦ |
| ભક્તિસ્વરૂપ ......... | ૧૦ |
| માતપિતાની સ્તુતિ ... | ૧૧ |
| **સ્ત્રીશિક્ષા.** | |
| હિતવચન ............ | ૧૩ |
| સ્વામિસેવા ......... | ૧૪ |
| ધર્મજ્ઞાન ............ | ૧૬ |
| કુસંગ ............... | ૧૭ |
| સાત વાર............ | ૧૮ |
| પંદર તિથિ .......... | ૧૯ |
| પ્રાણપ્રિયા............ | ૨૦ |
| સદ્‌ગુણી સ્ત્રી ......... | ૨૧ |
| સદ્‌ગુણી ને દુર્ગુણી સ્ત્રી. | ૨૨ |
| બાળાવિનોદ ......... | ૨૩ |
| **વિવિધ બોધ.** | |
| સીતાજીને બોધ ...... | ૨૬ |
| નીતિની સાડી ...... | ૨૭ |
| કપાસનો છોડ......... | ૨૮ |
| આરસી ............ | ૨૯ |
| નેતર ............... | ૩૧ |
| જવાસા ............ | ૩૨ |
| પંખીઓનો સંપ ...... | ૩૩ |
| વીજળી ............ | ૩૪ |
| ભરતચિત્ર............ | ૩૫ |
| કુલટાકંકાસ ......... | ૩૬ |
| **આત્મજ્ઞાન.** | |
| મનને શિક્ષા ......... | ૩૭ |
| હરિગુણગાન ......... | ૩૯ |
| મનરૂપી પંખી......... | ૪૦ |
| ધનની મમતા......... | ૪૧ |
| કોઇ રહેવાનું નથી ... | ૪૨ |
| ભક્તિપ્રભાવ ......... | ૪૩ |
| વખતની કિંમત ...... | ૪૪ |
| **સામાન્ય સૂચના.** | |
| પુત્રીને નિશાળે ...... | ૪૫ |
| નારીને ભણાવો ...... | ૪૬ |
| વિદ્યાગુણવર્ણન ... | ૪૮ |
| વાંચનના લાભ | ૪૯ |
| સોકનું સાલ ...... | ૫૦ |
| કન્યાવિક્રય ......... | ૫૧ |

| | પૃષ્ઠ. | | પૃષ્ઠ. |
|---|---|---|---|
| **ગોરક્ષણ.** | | ગોસેવાકર્ત્તવ્ય ......... | ૫૭ |
| ગોરક્ષાનું ગૌરવ ...... | ૫૨ | ગોહિંસકો ............ | ૫૮ |
| સ્ત્રીઓની ફરજ ...... | ૫૩ | ગોમંડળની અરજી ... | ૫૯ |
| ગોસેવાની મહત્તા...... | ૫૪ | સર્વ સંપત્તિ ગાયથી છે... | ૬૧ |
| બેદરકારી ............ | ૫૬ | | |



# सुंदरीतिलक.



## भक्तिसंबंधी.

### प्रभुभक्ति.

(ગરબી.)

"ઉભા રહો તો કહું એક વાતડી, બિહારીલાલ"—એ રાહ.

વિશ્વંભર ભરણુ કરો સર્વનું, કૃપાનિધાન,
વેણુ વદે મનુજ માત્ર ગર્વનું, કૃપાનિધાન. ૧
તું સમાન નથી અન્યનું ગણું, કૃપાનિધાન,
ભક્તિ-શક્તિ આણિ તુજને ભજું, કૃપાનિધાન. ૨
કીડિને કણુ હાથિને મણુ પુરો, કૃપાનિધાન,
ભૂખ દુઃખ રોગનો કરો ચુરો, કૃપાનિધાન. ૩
ભૂખ્યું ઉઠે પણુ ન ભૂખ્યું કો સૂવે, કૃપાનિધાન,
આપના પ્રતાપને અનૂભવે, કૃપાનિધાન. ૪
ઘરમાં દરમાં અને આકાશમાં, કૃપાનિધાન,
વનમાં જનમાં અને પ્રવાસમાં, કૃપાનિધાન. ૫
જળમાં સ્થળમાં ને વાટઘાટમાં, કૃપાનિધાન,
પળે વિપળે સર્વ વાટમાં, કૃપાનિધાન. ૬
સર્વવ્યાપિ સાક્ષિરૂપ સૂખદા, કૃપાનિધાન,
ઝગઝગતું જ્યોતિરૂપ સર્વદા, કૃપાનિધાન. ૭
ભૂલતા ગમાર તૂજ પ્યારને, કૃપાનિધાન,
તોય તું વધાર ઉપકારને, કૃપાનિધાન. ૮
ભક્તિરસ શુદ્ધ સુધા ના ગમે, કૃપાનિધાન,
ચિત્ત વિષયરંગમાં ઘણું રમે, કૃપાનિધાન. ૯
શાંતિ આપિ કાળ ઝાળ ટાળજો, કૃપાનિધાન,
દુષ્ટબુદ્ધિબીજ સહૂ બાળજો, કૃપાનિધાન. ૧૦

માત્ર મને આપતણો આશરો, કૃપાનિધાન,
વિશ્વના પ્રપંચને કરો પરો, કૃપાનિધાન. ૧૧
શાંતિ શાંતિ શાંતિ સદા માગિયે, કૃપાનિધાન,
કાન નિત્ય લળી પાય લાગિયે, કૃપાનિધાન. ૧૨

## (ગરબો.)

"સખી આવીઓ કારતક"—એ મહિનાની રાહ.

જય જગતપતિ જગદીશ, અખિલ અવિનાશ રે;
કરજોડીને નામું શીશ, ધરી તૂજ આશ રે. ૧
જગ અગણિત દુઃખનું મૂળ, શાંતિ સૂખ ના મળે;
લોભ લાલચની મહા શૂળ, કરે દુઃખ પળ પળે. ૨
અલ્પ સુખને હું માનું અપાર, એનીજ પૂંઠે ભમું;
કરૂં વિવિધ તરેહ ઉપચાર, ખાલી દેહને દમું. ૩
સરે કે ન સરે કંઈ અર્થ, શાંતિ ન મળે જરી;
એવી મનની પડી બૂરી ટેવ, મટાડ તું તે હરી. ૪
તારા પ્રેમની લાગે લગંન, મટે મોહ આપદા;
જ્ઞાન ભક્તિમાં રહિયે પ્રસન્ન, સ્તવન કરિયે સદા. ૫
નાશે કુમતિરૂપી અંધકાર, વૈરાગ્ય વિધૂ વડે;
એવી પ્રેર મતિ પરમેશ, વિષયશત્રુ ના નડે. ૬
કરિયે ઉત્તમ સુખકર કામ, નીતિ ટેક પાળિયે;
કાન મનડું રાખી સાવધાન, અજ્ઞાનને ટાળિયે. ૭

## (ગરબો.)

" આવો હરિ શિવશંકર ભોળા "—એ રાહ.

કરો કિરતાર કૃપા આપ, મટે તનના તો ત્રિવિધ તાપ.—કરો.
જ્યોતિ જેવું ઝગઝગતું સત્ય, નીતિ-નૂર તેવું દીસે નિત્ય;
આપો ઈશ જેથી કરૂં સુકૃત્ય,—કરો કિરતાર. ૧
દયા મયા શાંતિ ધૃતિ ભક્તિ, થાએ જેથી જન તનની મુક્તિ;
આપો સદા નાથ એવી શક્તિ,—કરો કિરતાર. ૨
કુડાં કામ દામથી રહું દૂર, રૂડા અર્થ ગર્થમાં થઉં શૂર;
પ્રેરો પ્રભુ એવી મતિ પૂર,—કરો કિરતાર. ૩

વાંચું લખું ગાઉં સુણું નીતિ, ચાહું ચિત્ત જેથી ટળે ભીતિ;
આપો એવી અચળ વૃત્તિ પ્રીતિ,—કરો કિરતાર. ૪
રહી હરિ ધ્યાન વિષે રંગી, થઉં શુદ્ધ સંતતણો સંગી;
જપું કાન જગતપતિ જંગી,—કરો કિરતાર. ૫

## ( કાહારવો-પદ. )

"હરિ બેવચની નહિ થાઉંજી"—એ રાહ.

ગાઉંજી હું ગાઉંજી, હરિ તુજવણ કોને ગાઉંજી.—( ટેક. )
વિપતનાં વાદળ ર્હડી આવે, મનમાં મસ મુઝાઉંજી. હરિ૦
ગાર્વે સ્વારથી જન નગૂણા, શું તેથી સુખિ થાઉંજી. હરિ૦
ફોકટ ફંદે ફૂલિ ફસાયો, ખટપટથી ખીજાઉંજી. હરિ૦
હારિ હરિ છેવટ હું આવ્યો, તારી સાહ્યતા ચાહુંજી. હરિ૦
કાપ કુમતિ સહુ, આપ સુમતિ તું, જ્ઞાનપથે ગુંથાઉંજી. હરિ૦
મનમળથી કર મુક્ત કૃપાળુ, ભક્તિરસેં ભીંજાઉંજી. હરિ૦
કાન મૂકિ અભિમાન મુદિત મન–તૂજ કરુણાથી થાઉંજી. હ૦

## ( ધોળ-ગરબી. )

"સર્વે જૂઠું રે સર્વે જૂઠું રે, સગું કુટુંબ શરીર"—એ રાહ

કર કરુણા રે કર કરુણા; દીનાનાથ દયાળ;
મુજને હરિ તુજ આશ રે, કર કરુણા૦ ૧
મ્હારો તું છું રે મ્હારો તું છું રે; પ્રાણનો પ્રતિપાળ;
હું તારા દાસનો દાસ રે, કર કરુણા૦ ૨
સહુ જૂઠું રે સહુ જૂઠું રે; જગ આળપંપાળ;
માયાનો મિથ્યા ભાસ રે, કર કરુણા૦ ૩
કરી કૂડું રે કરી કૂડું રે; આપું તુજને આળ;
વિશ્વાસનો નથી વાસ રે, કર કરુણા૦ ૪
કામી ક્રોધી રે કામી ક્રોધી રે; શોધું હું મધલાળ;
શુદ્ધબુદ્ધિનો ન પાસ રે, કર કરુણા૦ ૫
તાર ત્રાતા રે તાર ત્રાતા રે; કર ઝાલી કૃપાળ;
કાન ઓલવ દુઃખ આગ રે, કર કરુણા૦ ૬

## ( માંડ-ગરબી. )

"છનગારી તારે ઓઢણે, મેવાડો રે મલી"—એ રાહ.

(અરે) અવિનાશી આવી ! શી દશા અમારી રે થઈ? (ટેક.)

ધર્મ મૂકયો કર્મ મૂકયાં, મૂકયો સદાચાર;
સેવા અર્ચા સર્વ તજી, તજ્યો સુવિચાર રે.—અવિનાશી. ૧
વેદનાં વેણુ વખાણી વખાણી, તે પણ તજ્યાં તેમ;
ગણિ પુરાણ ગપાટા પૂરા, શુદ્ધ ન લીધી નેમ રે.—અ૦ ૨
ધર્મગુરુઓ નામ પ્રમાણે, કોઈક કરતા કાજ;
કોઇક એવાં કર્મ કરે છે જે, લખતાં આવે લાજ રે.—અ૦ ૩
રોપી કટુ[1] બીજ રૂડાં ફળોની, રાખીએ અંતર આશ;
કયાંથકી હેતુ પાર પડે તે, ફોકટ જાય પ્રયાસ રે.—અ૦ ૪
કોણ હું છું ને કયાંથી આવ્યો, શું કરવાનું કામ;
કંચન કામિની-કીરતી લોભે, ભૂલ્યો તેનું ભાન રે.—અ૦ ૫
તીરથ વ્રત ને પિતૃક્રિયાનો, મોટો પડયો મતભેદ;
ન્યાય રીતે નથી શોધન વર્તન, ખરેખરો એ ખેદ રે.—અ૦ ૬
પંથ વધ્યા પરિવાર પ્રમાણે, મમતે રહ્યા તણાય;
સંપ સુવિદ્યા સુસંપતિ જાતાં, દીલડું બહુ દુ:ખાય રે.—અ૦ ૭
શુદ્ધ વેદાંત ને આર્યસિદ્ધાંતનું, ઉંચ ગયું અભિમાન;
ધર્મની ઓથે સ્વારથ સાધતા, આજ વડા વિદ્વાન રે ! અ૦ ૮
વિદ્યા વિચાર મળે ન લગારે, કરે પ્રપંચ અપાર;
'મરજાદા[2]'નો અર્થ ન જાણે, મૂરખના સરદાર રે.—અ૦ ૯
દુ:ખે પડી ત્રાહે ત્રાહે પોકારે, ત્રાતા તારૂં નામ;
સૂચવ પંથ હવે ઝટ સારો, કાન ટળે અજ્ઞાન રે—અ૦ ૧૦

---

૧ કડવાં. ૨ જાત્રાએ જઇ સ્ત્રી પુરુષથી અને પુત્ર માતાપિતાથી અભડાઇ જાય, એવી પવિત્રતા (!) વૈષ્ણવોમાં ચાલે છે, તેને મરજાદ કહે છે; પણ કામક્રોધાદિક ષડ્‌રિપુને જીતવા વગેરે ખરી મર્યાદ સમજતાં નથી.

## ब्रह्मभजन.

### ( પદ-પ્રભાત. )

"ઉઠ પ્રભાત નિત સમરિયે, શ્રીગણેશ દેવા"—એ રાહ.

સાચું એક બ્રહ્મ નામ, અવર સહૂ કાચું;
ગુણ ગાવા ભક્તિ સજી, નિરભે થઇ નાચું; સાચું૦ ૧
કોઈ કોઇનું નથી જ, શાનું સગું સાચું;
અટપટિ ખટપટ્ટ દેખિ, કેમે કરી રાચું; સાચું૦ ૨
ઠામ ઠામ છે બિગાડ, વિષયી રસ કાલું;
જૂઠાણું કપટ ભાળિ, કેમ મનડું વાળું; સાચું૦ ૩
એકલપેટ શેઠ લોક, ભરે નીજ ડાચું;
દીનહીન પાળ પ્રભુ, એટલું હું યાચું; સાચું૦ ૪
ઘટે ઘટે માયા મચી, કીયે ખુણે લાધું*;
નિત્ય સાર દેખું હું જો, સેવું સંત સાધુ; સાચું૦ ૫
ધ્રુવજી મીરાં તુક કબીર, રોહિદાસ દાદૂ;
પ્રભુલીલા દયા ગાય, નૃસિંહ પ્રહ્લાદૂ; સાચું૦ ૬
કરે દયા દયાળજી તો, ભક્તિબીજ પામું;
સીધ્રપંથે વેહેલ વળું, મુક્તિધામ સામું; સાચું૦ ૭
જીવવું છે ચાર દિન, પાપ કેમ બાંધું;
બ્રહ્મનીતિ જીવપ્રીતિ, પ્રેમે સિવી સાંધું; સાચું૦ ૮

## शारदा स्तवन.

### ( ગરબી. )

"સારૂં સારૂં રે સુરત શહેર, મુંબઇ અલબેલી"—એ રાહ.

અલબેલી રે શારદમાત, પૂજવાને જઇએ;
વરદાળી રે વિદ્યામાત, પૂજવાને જઇએ;
બલિહારી રે શક્તિ સાર, પૂજવાને જઇયે.—( ટેક.
( મા ) પૂજવા જઇયે દુરગુણ હણિયે,
સદગુણ સણગાર સજીયેરે;

---

* હું વહાણ માયાના ઉંડા દરિયામાં કયાં લાધું?

તજી દઈ નરસી રમત ગમત સહુ,
નીતી ભાવે ભજીયે.— પૂજવાને૦ ૧

(મા) ઘણી કરી મ્હેનત ભણિયે ગણિયે,
જણિયે[1] સાર વિચાર રે;
જ્ઞાન ચતૂરાઇ ડાહાપણ લહિયે,
ભક્તિ આનંદકાર. પૂજવાને૦ ૨

(મા) પિયુ સસરા ઘરનાં જનજોડે,
સંપ સલૂકે રહીયે રે;
સહુની સાથે સ્નેહ વધારી,
ઘરની[2] બ્હાર ન કહીયે. પૂજવાને૦ ૩

(મા) આળસ કહાડી ઉદ્યોગ માંડી,
કાળ ક્ષણૂં નવ ખોઇયે રે;
બાળક હૈયે નીતી ભરીયે,
જગમાં સારાં સોહિયે. પૂજવાને૦ ૪

(મા) સજ્જન સંગતિ કરીયે રોજે,
વીવેક વાણી વદીયે રે;
જૂના વેરી વંઠેલ વ્હેમો,
સાન ધરીને તજીયે. પૂજવાને૦ ૫

(મા) અનેક અટપટી અડચણુ[3] આંટી,
સત્યની રાહે રમીયે રે;
ધન માન ને મૈત્રી મંગળ,
સુખડાં[4] ઝાઝાં જમીયે, પૂજવાને૦ ૬

(મા) દમયંતિ દ્રૌપદી રૂકમણી સીતા,
મિરાં અલ્યા ને તારા રે;
સુખ સંસારનાં શારદ સેવે,
પામી સ્ત્રીઓ[5] સારાં. પૂજવાને૦ ૭

---

૧ બહાર કહાડીએ. ૨ (વાત.) ૩ સંસારસંબંધી. ૪ ધન-માન-ને દોસ્તી એ ત્રણથી થતાં સુખડાંરૂપી ખાણાં. ૫ (ઉપર કહેલી.)

(મા) જગના નીમો નિરખી ન્યારા,
ગોવિંદ ગુણો ગાઇયે રે;
સંકટ વિઘન ભય હણવા સારૂ,
શારદ શરણે જઇયે. પૂજવાને૦ ૮
(મા) અબળા જાતી સુધરે વ્હેલી,
અનપૂરણાવર[1] લઇયે રે;
કુળના ધરમો અદકા જાણી,
નર્મદ બ્રહ્મને ભજીયે. પૂજવાને૦ ૯

## ભુધરની ભક્તિ.

### (ગરબી.)

"શ્રીમુખ સુંદર જોવાને"—એ રાહ.

જે અપાર છે ઉપકારી બેન, તે ભૂધર ભજિયે ભાવે;
જગમાં જેની બલિહારી બેન, તે ભૂધર ભજિયે ભાવે.—૧
જળ થળ પળમાં નિપજાવે બેન, તે ભૂધર ભજિયે ભાવે;
નિત અન ધન આપિ નિભાવે બેન, તે ભૂધર ભજિયે ભાવે.૨
જે દાડી દુખડાં કાપે બેન, તે ભૂધર ભજિયે ભાવે;
સુખ શાંતિ સઘળે થાપે બેન, તે ભૂધર ભજિયે ભાવે.—૩
જે જગતપિતા ને જનની બેન, તે ભૂધર ભજિયે ભાવે;
જે જાણે વાતો મનની બેન, તે ભૂધર ભજિયે ભાવે.—૪
શુભ બુદ્ધિબળ દેનારો બેન, તે ભૂધર ભજિયે ભાવે;
મદ મોહ લોભ હરનારો બેન, તે ભૂધર ભજિયે ભાવે.—૫
નિર્મળ નિશ્ચળ ને ન્યાયી બેન, તે ભૂધર ભજિયે ભાવે;
અનુપમ પ્રભુતા પથરાઈ બેન, તે ભૂધર ભજિયે ભાવે.—૬
પૃથ્વી પાણી પર્વતમાં બેન, તે ભૂધર ભજિયે ભાવે;
વ્યાપક જે સકળ જગતમાં બેન, તે ભૂધર ભજિયે ભાવે.—૭
ઋષિ મુનિજન ધ્યાને ધારે બેન, તે ભૂધર ભજિયે ભાવે;
નેતિ નેતિ વેદ ઉચારે બેન, તે ભૂધર ભજિયે ભાવે.—૮

---

[1] શારદા ને અનપૂર્ણા—જે જોઇયે તે આપનારી દેવી તેનું વરદાન

સંશય સહુ દૂર કરીને બેન, તે ભૂધર ભજિયે ભાવે;
શુભ ભક્તિભાવ ભરીને બેન, તે ભૂધર ભજિયે ભાવે.—૯
પાતક પાખંડ પ્રજાળે બેન, તે ભૂધર ભજિયે ભાવે;
મન શમ દમ નિયમે વાળે બેન, તે ભૂધર ભજિયે ભાવે.–૧૦
સુંદર સુખકર સર્વેશ્વર બેન, તે ભૂધર ભજિયે ભાવે;
ભય ભંજન કાન વિશંભર બેન, તે ભૂધર ભજિયે, ભાવે.–૧૧

## ईश्वरनी दया.

### ( ગરબો. )

"આવો હરિ શિવશંકર ભોળા"—એ રાહ.

દયાળુ દેવ છે સુખદાતા, જુઓ કેવો શાણો જગતત્રાતા. દયા.
ચિંતા સૌની રાખે છે ચિત્તે, નજર કરી સર્વ તરફ નિત્યે;
પ્રભુ જગ પાળે પરમ પ્રીતે;—દયાળુ દેવ છે સુખ૦ ૧
અત્તર જુઓ મોંઘું અધિક કીધું,
લાયક એમ મનમાં ગણી લીધું;
શ્રીમંતોને દિનદિન તે દીધું—દયાળુ દેવ છે સુખ૦ ૨
સરવ થકી સોંઘું કરચું પાણી, જરૂર એની સૌને જાણી;
અંતરમાં દેવે દયા આણી;—દયાળુ દેવ છે સુખ૦ ૩
મોતીના કણુ મોંઘા કરિયા, ધનાઢ્યના ધામવિષે ધરિયા;
એતો કણુ અલ્પજ ઉછરિયા—દયાળુ દેવ છે સુખ૦ ૪
કર્યા કણુ અન્નતણાં સસતા, વાટે ને ઘાટે દીસે વસતા;
હેતે સૌ લોક જમે હસતા;—દયાળુ દેવ છે સુખ૦ ૫
મોંઘા કર્યાં મહેલ જુઓ મોટા, તેના જુઓ દીસે છે ટોટા;
જેમાં રહેવા ઇચ્છે ન જન છોટા;—દયાળુ દેવ છે સુખ૦ ૬
છતે સોંઘી છે તરુવર છાયા, દુઃખી પ્રાણી જ્યાં સુખી દેખાયા;
મોટી જુઓ ઇશ્વરની માયા;—દયાળુ દેવ છે સુખ૦ ૭

રિદ્ધિપતિને મહેલમાં રોકી, બેસારી ચાવડીએ[1] ચોકી;
એને ન શકે ઝાઝા અવલોકી;—દયાળુ દેવ છે સુખ૦ ૮
ગુણી જનને દીધી ગરિબાઈ, સમાગમ સર્વે કરે ધાઇ;
કેવી જગકર્ત્તાની ચતુરાઈ;—દયાળુ દેવ છે સુખ૦ ૯
જડે તાર જરીઆન બહુ જરથી, સદા મોંઘા દીસે સૂતરથી;
ન લેવાય તે નીરધન નરથી;—દયાળુ દેવ છે સુખ૦ ૧૦
સુતર કરચું સસતું જુઓ કેવું, લાગે છે સૌને સુલભ લેવું;
ઈશ્વરનું ડાહપણુ છે એવું;—દયાળુ દેવ છે સુખ૦ ૧૧
કનકફળ[2] કાંટામાં કરિયાં, કેળાં કેરી કોમળ કરિ ધરિયાં,
અધિક જે ઉપયોગી ઠરિયાં;—દયાળુ દેવ છે સુખ૦ ૧૨
જે જે અતિ ઊપયોગી આજે, સોંઘું કરચું સર્વે તણે કાજે;
રૂડું કરચું રાજા અધિરાજે,—દયાળુ દેવ છે સુખ૦ ૧૩
ઠરાવ એવો જુઓ સૌ ઠામે, કર્યો પ્રભુએ સૌને કામે;
દિઠો નજરે દલપતરામે;—દયાળુ દેવ છે સુખ૦ ૧૪

## ईश्वरनी माया.

### ( ગરબી. )

" વાંસલડી વેરણ થઇ લાગીરે વ્રજની નારને "—એ રાહ.

સુણ સાહેલી, ઈશ્વર કેરી માયા અપરંપાર જો;
ગુણ શું ગાઉં, શીવ વિરંચી સહુએ ખાધી હારજો. (ટેક.)
જગ જગ રચના રૂડી દીસે, નાસ્તિક જોઈ રૂએ ચીસે;
પછી સમજી મંન કરે ઇશે. સુણ સાહેલી. ૧
સહુ જન સુખ પૂઠે ધાએ છે, પણ તે તો બહુ બહુ વાહે છે;
હરિ રાચેથી સુખ થાએ છે. સુણ સાહેલી. ૨
કોઈ હસતું ને કોઈ રડતું છે, કોઈ ભણતું ને કોઈ ભૂલતું છે;
કોઈ આવતું ને કોઈ જાતું છે. સુણ સાહેલી. ૩
કોઈ જોતું ને કોઇ અંધું છે, કોઇ ભોળું ને કોઈ ખંધું છે;
કોઈ થોડું ને કોઈ સંધું છે. સુણ સાહેલી. ૪

---

૧ દેવડી. ૨ ધંતુરાનાં છોડવાં.

કોઈ તપસી ને કોઈ પાપી છે, કોઈ સાચી ને કોઈ જૂઠી છે;
કોઈ બાળકિ ને કોઈ ઘરડી છે. સુણુ સાહેલી. ૫
કોઈ મોળું ને કોઈ ખારૂં છે, કોઈ ગોરૂં ને કોઈ કાળું છે;
કોઈ નરસું ને કોઈ સારૂં છે. સુણુ સાહેલી. ૬
સાર અસાર ભેળાં વેર્યાં, મોહજાળ વિષે ભારે ઘેર્યાં;
ભવ ભીતિમાં પ્રભુ ઉછેર્યાં. સુણુ સાહેલી. ૭
હરિ ભજને તું પૂરણુ પ્રીતે, કે બુદ્ધિ દે રૂડી રીતે;
પછી સાર જુએ સાચો નીતે. સુણુ સાહેલી. ૮

## ईश्वरप्रीति.

### ( ગરબી. )

"શંકર વસો કૈલાસમાં"—એ રાહ.

સાચિ એક પ્રીત પ્રેમાનંદની,
હાંરે બિજી[1] જાણુવી અંહિની બધિ ફંદની.[2]—હોજીરે૦ (ટેક.)
હાંરે એક ટેક ને સુખોમાં નિત્ય રાખતી;
હાંરે બીજી અધવચે લૂટીને નિચે નાખતી.—હોજીરે૦ ૧
હાંરે એક નેક[3] કામમાં સદાય આવતી,
હાંરે બિજી મૂખમાં લઇને પછી ચાવતી.—હોજીરે૦ ૨
હાંરે એક નિર્મળી નરીજ નર્મ ચંદની,
હાંરે બિજી આણિ તાપ થાય સુખનિકંદની.—હોજીરે૦ ૩

## भक्तिस्वरूप.

### ( કેદારો—ગરબી. )

"જીભલડી રે તને હરિગુણ ગાતાં, આવડું આળસ ક્યાંથી રે-"એ રાહ.

આવો સખિયો હરિનીતિ ગાઇએ,
કામ તો રોજનું જારી રે;
ફરી ફરી ટાણું, આવે નહિ કંઈ,
ખૂબ સમજજો ધારી રે.—આવો સખિયો૦ (ટેક.) ૧

---

૧ આ દુનિયાની. ૨ ઠગાઈની. ૩ સારાં.

વૈષ્ણવ મતમાં દશમલીલાનું,
માહતમ મોટું ભારી રે;
રાધા કૃષ્ણ તે, માયા ઈશ્વર,
મૂર્ખ લહે નર નારી રે.— આવો સખિઓ૦ ૧
એટલેથી તે, આટપતાં નહિં,
માતપિતારતિ ગાયે રે;
ભૂંડાં ગીતો, ગાયાથી કંઈ,
મુક્તિ કદાપિ ન થાએ રે.— આવો સખિઓ૦ ૨
અદબ તજીને, શુદ્ધિ ખોઇને,
કાં ભક્તિને વગોવો રે;
કદાપિ ગાયાં, તેવું કરીને,
કાં નીતિ વણસાડો રે.— આવો સખિઓ૦ ૩
ગુરુ ગોસાંઈ, નહિ કંઈ ઈશ્વર,
સમજો મંન વિવેક રે;
ગુરુ જારી તે, નહિ કાનુડો,
અધમ પાપિ જે ક્હેકે રે.— આવો સખિઓ૦ ૪
નિર્ગુણ હરિનાં, અકળ ચરિત્રો,
નીતિ વિવેકે ગાવાં રે;
તેથી જશને, અંહિ ને તહિં બહુ,
શ્રમ ભાવે વળિ જોવાં રે.— આવો સખિઓ૦ ૫
તજી કામના, ભજવો હરિને,
કૃષ્ણ ન જારી જાણોરે;
પંચતત્ત્વના જ્ઞાનથકી સહુ,
બ્રહ્મકૃતિને વખાણો રે.— આવો સખિઓ૦ ૬

## मातापितानी स्तुति.

### (પદ—બરવા—પીલુ.)

"ઇસ તન ધનકી કોન બડાઇ"—એ રાહ.

માતપિતાને નમન નિત્ય કરિયે,
કેમ કહો ઉપકાર વિસરીયે; માત૦ ૧

પાલન પોષણ પ્રેમે કરેછે,
બાળકને હીક દેખી ઠરેછે; માત૦ ૨
વેઠે વિપત્તિ પડે તે અપાર,
થાવા ન દે પણ દુઃખ લગાર; માત૦ ૩
સંકટ આપણનાં સહુ કાપે,
આનંદ લાખ ઉપાયથી આપે; માત૦ ૪
સાચી શિખામણ ખાંતથી કરતાં,
આપણનાં દુઃખ દેખતાં ડરતાં; માત૦ ૫
ભણતર ભાવ ધરીને ભણાવે,
જોર જુલમ તજવાનું જણાવે; માત૦ ૬
ચિંતા કરે ચિત્તમાં જે અમારી,
એ માત તાત તણી બલિહારી; માત૦ ૭
માતપિતાનું કહ્યું જે ન માને,
નરક વિષે તે પડે અભિમાને; માત૦ ૮

(લલિતછંદ.)

મુજ ગુણી મને માત વ્હાલિ છે,સહન સૌ કરી પોષિ પાળિછે;
કયમ ભૂલાયરે ગૂણ માતનો, કયમ કરી વળે પાડ તે તણો. ૧

નથિ કહિં દીઠું હેત એ સમું, ગુણ ભુલી હવે ના કદી દમું;
મન વિચાર તો થાયછે અતી,જણવવા મતી ચાલતીનથી.૨

(ગરબી.)

"અલબેલી રે અંબે માત, જોવાને જઈએ"—એ રાહ

ગુણસાગર પરમ કૃપાળ, માતની બલિહારી;
જેણે કરી નિત સંભાળ, ભાવ હૃદય ધારી. (ટેક.)

ભારે ભય આતુરતા વેઠી, જેણે દિન ને રાત રે;
પ્રેમ અખૂટ અખંડિત વધતો, સર્વેથી સાક્ષાત.—માતની. ૧

ભલે સગાં સહુ કોઇ મળે પણ, માત નહિ થાનાર રે,
સ્વારથ અને કપટવણ જેનું, મન નિર્મળ નિરધાર.—મા૦ ૨

ભાર સહી સંસારતણો સહુ, રાખે બાળ નચિંત રે;
ચિંતે ચિંતવે હિત દિન રજની, જનની સુજશ અનંત–મા૦૩
કામદુધા કે કલ્પવૃક્ષ એ, અનપૂર્ણા કે અંબા રે;
બ્રહ્મા કે સાવિત્રી સાચે, મંદવાહિની ગંગા !– માતની. ૪
દયાતણી શું સાચી પ્રતિમા, ક્ષમાતણો અવતાર રે;
શી ઉપમા હું આપું એને, છે ઉપકાર અપાર.— માતની. ૫
લાલન પાલન જે કરનારી, ધરનારી પુર પ્રેમ રે;
ક્ષેમ કારણે હરનિશ ધરતી, જે અંતરમાં રે'મ.— માતની.૬
મળમૂત્રાદિક જાતે કાઢી, કરતી નિત્ય પવિત્ર રે;
છત્ર થઈ સિરનું દુખ સ્હેતી, તાપ વૃષ્ટિ ને સીત–મા૦ ૭
બહુ ઉપાય કરિ બાળપણેથી, જાળવિ કર્યું જતંન રે;
કોમળ ફુલ નાજુક બાળક હું, જાણે મંન રતંન.–મા૦ ૮
અસંખ્ય સદ્‌ગુણ એના ભૂલી, અવગુણ ગ્રહે ગમાર રે;
તેવાં આપણને નવ થાવું, રાખી સરસ વિચાર.—મા૦ ૯
સેવા કરવી પાળવી આજ્ઞા, બાળકનો એ ધર્મ રે;
નીતિ ડાપણ કેળવણીનો, જે છે ઊંડો મર્મ.—મા૦ ૧૦
સમજ વગર મકલાઈ મનેથી, મોટપ ખોટિ ન ધરશો રે;
જણાય સમજફેર મનથી તો, કાન વિનંતી કરજો.–મા૦ ૧૧

---

# स्त्रीशिक्षा.

## हितवचन.

### ( ગરબી. )

"સારૂં સારૂં રે સુરત શહેર, મુંબઇ અલબેલી."—એ રાહ.

સહિયર સાચી છે વાત, તે ધ્યાને ધરજો;
નિજ હિત કરનાર વિચાર, રોજ તમે કરજો. (ટેક.)

અભણપણું જાશે ભણવાથી, વિનય વિવેક સુધરશે રે;
તે સાથે વિદ્યા મળવાથી, સંકટ સઘળાં ટળશે,—તે૦ ૧
સદ્‌ગુણથી સુખ થાય સદાનાં, દુર્ગુણ દૂર રહેછે રે;
અંતરનું અભિમાન ટળીને, શાંતિ સદૈવ રહેછે,—તે૦ ૨
સંપ સગામાં સૌની સાથે, સાચવશો તો સારૂં રે;
સારૂં કરતાં સુખ ઉપજે છે, નરતે થાય નઠારૂં,—તે૦ ૩
શીલ સદા સાચવવું સજની, મન માયાળુ કરવું રે;
સુખમાં છકી ન જાવું સજની, ન કદી દુખમાં રડવું,—તે૦
અંગ ઉઘાડું ન રહે એવાં, સાદાં કપડાં સારાં રે;
પૂરેપૂરૂં અંગ ન ઢાંકે, તે છે નક્કી નઠારાં,—તે ધ્યાને૦ ૫
શુભ મારગ લઇને સંચરતાં, આનંદે દિન વીતે રે;
આ અવતાર અફળ ન જવા દે, જગત્‌વિષે તે જીતે,—તે૦ ૬

## स्वामिसेवा.

### ( ગરબો. )

" રઘુપતિ રામ હ્રદેમાં રહેજો રે."—એ રાહ.

સતી ગણો પ્રાણથી પતિ પ્યારો રે;
એજ શિક્ષણનો સાર સારો;—સતી ગણો૦ (ટેક.)
પતિ-આજ્ઞાને પ્રેમે પ્રમાણી રે, એના હ્રદયનું હારદ જાણી રે;
એજ જાણો ખરી સૂખ ખાણી, સતીગણો૦ ૧
પતિભક્તિમાં રાખો આસક્તિ રે, છળ કપટની છાંડવી યુક્તિ રે;
પતિભક્તિ થકી મળે મુક્તિ, સતી ગણો૦ ૨
કાન્તા કથન કવિતા સમાન રે, વદે વિબુધ વડા વિદ્વાન રે;
તેનું કાં નવ જાળવો માન, સતી ગણો૦ ૩
પતિનિંદા કરે જે નારી રે, અઘ ઓઘની તે અધિકારી રે;
થાય અંતે અતિ દુઃખિયારી, સતી ગણો૦ ૪

પ્રમદા નામ પ્યારૂં તમારૂં રે, રામા રમણી ને સુંદરી સારૂં રે;
ગર્વ અવગુણે ન કરો અકારૂં, સતી ગણો૦ ૫
પતિરૂપે ગુણે રીઝી રે'વું રે, સત્ય વચન રૂચીકર કહેવું રે;
સમે સુખ દુઃખ આવે તે સ્હેવું, સતી ગણો૦ ૬
લઈ કેળવણી દૃઢ થાવું રે, જાર જનને ઓળે નવ જાવું રે;
ગોરી ગંભીર જ્ઞાની ગણાવું, સતી ગણો૦ ૭
દ્વેષ કલેશને ફેંકી દૂર રે, મદ મત્સર તજજો જરૂર રે;
કાન કામિનીનું એજ નૂર, સતી ગણો૦ ૮

## (પદ.)

"ચેતે તો તને ચેતાવું રે, પામર પ્રાણી."—એ રાહ.

સ્નેહથી સ્વામિને સેવો રે, સાહેલી શાણી. (ટેક.)
સેવેથી ઉત્તમ પ્રેમી, થશો પતિવ્રતા નેમી;
સતી જશવંતી ક્ષેમી રે; સાહેલી શાણી૦ ૧
પત્ની પતિવ્રત રાખે, પતિ પત્નિવ્રત દાખે;
ચાંદા સૂરજ કેરી સાખે રે; સાહેલી શાણી૦ ૨
પ્રધાન સેવક તોયે, રાજનો તે સ્થંભ હોયે;
નરપાસ નારી સ્હોયે રે; સાહેલી શાણી૦ ૩
ઘરરાજ રૂડું ચાલે, [illegible] શૌર્ય સદા મ્હાલે;
કલેશ નવ લેશ ભાળે રે; સાહેલી શાણી૦ ૪
લજ્જા શણગાર જેને, સુઘડતા માન તેને;
જશ પતિવ્રત એને રે; સાહેલી શાણી૦ ૫
બેહુ કુળનો દીપ કહિયે, બેહુ કુળની લાજ લહિયે;
નારી પતિવ્રતે રહિયે રે; સાહેલી શાણી૦ ૬
ઘણા ઘણા મોહ દેખે, વ્રતથી ન લેશ લેખે;
સદા પતિનેજ પેખે રે; સાહેલી શાણી૦ ૭
ઇચ્છાવર કરો પરખી, પછી રહો ભાગ્ય નરખી;
નર્મવ્રત પાળી હરખી રે; સાહેલી શાણી૦ ૮

# धर्मज्ञान.

## ( ગરબો. )

"મહા કોપ થયો તે કળિકાળમાં જો."—એ રાહ.

બેનિ ધર્મજ્ઞાન ધ્યાન દઈ લીજિયે જો;
ભક્તિભાવની સુધા સુલ્દઢ પીજિયે જો. ( ટેક. )
ધર્મજ્ઞાન વિના જન્મ જાણવો વૃથા જો;
કામ ક્રોધ લોભ મોહથી ઘણી વ્યથા જો. બેનિ૰ ૧
ધર્મ ધ્યાનવડે પાપ પ્રજળે સહૂ જો;
ફળે ભાગ્ય મળે માર્ગ ભવવિષે બહૂ જો. બેનિ૰ ૨
ધર્મજ્ઞાન વિના જ્ઞાન કશા કામનું જો;
ધર્મધન વિના અસંખ્ય ધન નામનું જો. બેનિ૰ ૩
ધર્મપ્રેમ વિના પ્રેમ મોહ જાળ છે જો;
વિશ્વસિંધુ વિષે વ્યાલ* તે કરાળ છે જો. બેનિ૰ ૪
ધર્મજ્ઞાનરૂપ નાવથી તર્યા ઘણા જો;
કબિર નૃસિંહ દાદુ સુદામો નહિ મણા જો. બેનિ૰ ૫
વ્યર્થ ડોળ તે તજાવિ સુખ આપશે જો;
પાપથી બચાવિ શુદ્ધ છાપ છાપશે જો. બેનિ૰ ૬
દેહે દુઃખ પણ એ થકી ન દેખશો જો;
સત્ક્રિયા વિચાર સાર શુદ્ધ પેખશો જો. બેનિ૰ ૭
રહ્યું જગત્ સર્વ ધર્મતણી ઓથથી જો;
ધર્મથી રહીત કોઈપણ સ્થળ નથી જો. બેનિ૰ ૮
સહુ વેદવાણિમાં અને પુરાણમાં જો;
અન્ય લોક થોકના બધા લખાણમાં જો. બેનિ૰ ૯
ધર્મ સ્થાપિત છે જગતતણા જન્મથી જો;
જેના ધ્યાનમાં મુનિજનો રહ્યા મથી જો. બેનિ૰ ૧૦

---

* સર્પ.

એવા ધર્મથી વિમુખ મૂર્ખ થાય છે જો;
પશૂ પ્રાણિથી પતીત તે ગણાય છે જો. બેનિ૦ ૧૧
કાન શુદ્ધ ધર્મજ્ઞાનને વિચારિયે જો;
નિત્યનિયમ સજિ જીવન સુધારિયે જો. બેનિ૦ ૧૨

## કુસંગ.

### (ગરબી-ધોળ.)

"કૃષ્ણ જીવન ક્યારે આવશે." —એ રાહ.

પરહરિયે એ પ્રેમને, જેમાં લાંછન લેશ;
રૂપે નહિ ઝટ રીઝિયે, ગુણ ગણિયે વિશેષ.—પરહરિયે૦ ૧
સત્ય ને શીલ જેથી ઘટે, ઘટે પ્રભુપદ પ્રેમ;
સિદ્ધિ સુબુદ્ધિ જેથી ઘટે, વાધે વિધવિધના વ્હેમ—પ૦
કિંમત નેહતણી નહિ, જર લોભ જરૂર;
માયા દયા તો ક્યાં થકી, એવાં લોભીને ઊર.—પ૦ ૩
સદ્ગુણની ગણના નહિ, કરે અવગુણ શોધ;
પલ પલ પલટે વિચારને, દીલ લે ન સુબોધ.—પ૦ ૪
અધિક અધિરતા બતાવિને, રૂંધે મિત્રના પ્રાણ;
કારણ કાર્ય જોયા વિના, ચાહે નિજનું કલ્યાણ.—પ૦ ૫
આપ્ત સુમિત્ર દુઃખે બળે, તેની ન મળે દયાય;
કાળાં કુકર્મ કરી કરી, મહા દુઃખમાં રિબાય.—પ૦ ૬
અર્થ સરે જાય વીસરી, કરે છેક નિરાશ;
સામાય જાણે નોતાં મળ્યાં, એમ તોડે વિશ્વાસ.—પ૦ ૭
જૂદાઈમાં જુગતે રમે, જૂઠાં જીભે વચન;
જૂઠું કહે ને જૂઠું કરે, ખાય જૂઠા સોગંન.—પરહરિયે૦ ૮
અગણિત ગુણ ગાઈ ગાઇને, આપે અગણિત દોષ;
લેશ જો ચિંતવ્યું ના બને, થાય ઉર અસંતોષ.—પ૦ ૯
નિજ હિતનોજ વિચાર ને, નહિ પર દરકાર;
શોધે સહૂ સૂખ આપનાં, કરે યત્ન અપાર.—પરહ૦ ૧૦

સ્હેવાય તેમ કહેવાય ના, થવાથી નિરૂપાય;
શંકા કરે શઠતા ધરી, કરયું સર્વ ધોવાય.—પરહરિ૦ ૧૧
ઊગારે ઈશ એ માર્ગથી, એવું ઇચ્છજો બેન;
સુખદ સુસંગ પ્રસંગથી, પડે ચિત્તને ચેન.—પ૦ ૧૨
સુઘડ સુશીલ સખી થકી, સોવસા સુખ થાય;
અંતર ભાર ઘટે અને, અંતે તેથી તરાય.—પરહરિ૦ ૧૩
કાન સુપ્રેમ સાધી સદા, થાઓ પ્રમદા પ્રવીણ;
ધર્મ સ્વરૂપ વિચારિને, કરો પાતક ક્ષીણ.—પરહ૦ ૧૪

## सात वार.

( ગરબી. )

"ઓધવજી સંદેશો કહેજો શ્યામને."—એ રાહ.

આદીતવારે અબળા આળસ મેલિને,
રાખો અંગવિષે રૂડો ઉછરંગ જો;
ભક્તિની જુક્તિ અતિ ઉત્તમ જાણવા,
કીજે સંત મહંતતણો સત્સંગ જો.— આદીત૦ ૧
સોમે શીતળ શીલ સ્વભાવે સર્વદા,
જાળવિયે શીયળ ને કુળમર્યાદ જો;
પિયર અને સાસરિયાં ચાહે ચિત્તથી,
ચતુરાં રાખો અંતર એવી યાદ જો.—આદીત૦ ૨
ભોમે ભૂમિ સમ શુભ ધીરજ ધારિયે,
સજિયે શાંતિ ક્ષમા દયા શણગાર જો;
સ્વામીને આનંદ સદા ઉપજાવિયે,
અવર સંબંધીનો મેળવિયે પ્યાર જો.—આદીત૦ ૩
બુદ્ધે બુદ્ધિબળથી ખળને બોધિયે,
શોધી સુખકર શિખામણનો સાર જો;
વિદ્યા વેલી વિનયથકી વિસ્તારિયે,
વામી વ્હેમ વિમાસણ વારંવાર જો.—આદીત૦ ૪

ગુરુવારે ગુણવાન ગુરુ સ્વામી ગણી,
માનુનિ આપો મનથી મોટું માન જો;
સુખ દુખમાં આધીન રહો આનંદથી,
ભલો બુરો પણ ભર્ત્તા તે ભગવાન જો.—આદીત૦ ૫

શૂકરવારે સૂક્ષમ વાત વિચારિયે,
પ્રેમ નેમથી કેવળ જે પ્રતિકૂળ જો;
મૂળજ એવા દુખનું બાળિ નાખિયે,
જરૂર જેથી અંતે ઉપજે શૂળ જો.— આદીત૦ ૬

શનિ રહો નિશદિન ઈશ્વરના ધ્યાનમાં,
એકતાર મનવૃત્તિ દૃઢ નિરધાર જો;
કાન અનુપ સુખ શ્રી મળશે બે લોકમાં,
વેદ વખાણે જેને વિવિધ પ્રકાર જો.—આદીત૦ ૭

## पंदर तिथि.

### ( ગરબો. )

"વ્રત રહિયે રે એકાદશી, જળ જમુનાનાં નાહિયે."—એ રાહ.

પડવાનો પંડ આ પ્રેમદા, એવું મનથી વિચારી;
માન ગુમાન ન કીજિયે, માનુની મંન મારી.— પડ૦ ૧

બીજે વાવો બીજ બુદ્ધિનાં, જેથી શુભ ફળ થાએ;
સ્નેહ સંધાય સહૂ થકી, કલેશ મૂળ કપાએ.— પડ૦ ૨

ત્રીજે સીઝે તે કીજે સદા, ચિત્ત સંતોષ સાચે;
જાચિયે શ્રી જગનાથને, કેમ. તો તે ન રાચે?—પડ૦ ૩

ચોથ દેવા પરમાર્થમાં, હાથ આગળ કીજે;
દાન દયા ભક્તિ તણો, રસ કેમ ન લીજે?— પડ૦ ૪

પાંચમે પાંડવની પ્રિયા, સતી પાંચાળી દેવી,
પતિવ્રત પાળ્યું વિપત્તિમાં, તેની ટેકજ લેવી.—પડ૦ ૫

છઠ્ઠે ઠગાઇના ઠાઠને, ગણે ઠીક નઠારી;
તેવી ત્રિયાતણી પ્રીતને, કરો ચિત્તથી ન્યારી.—પડ૦ ૬

સાતમે શાંત સ્વભાવથી, ભજો સ્વામિને ભાવે;
સાતે જનમ સુખ સાંપડે, ઉની આંચ ન આવે.—પડ૦ ૭
આઠમે આઠે અંગથી, અવિવેક તજીને;
ઓળખિએ અવિનાશને, જ્ઞાન ગુણ સજીને.— પડ૦ ૮
નોમે મનોહર માનુની, નાથશું નેહ જોડી;
નૌતમ વૈભવ ભોગવો, મદ મત્સર છોડી.— પડ૦ ૯
દશમ લીલા ઈશ્વર તણી, દીર્ઘ દૃષ્ટિથી જોઈ;
અકળ સ્વરૂપ ગતિભણી, શંકા કરશો ન કોઈ.—પડ૦ ૧૦
એકાદશી દમી દેહને, મન ઇંદ્રિય જીતો;
હેતુ રૂડો ન જતો કરો, કરતાં મિથ્યા ફજીતો.—પડ૦ ૧૧
બારસ રસ વશ ના થશો, રસ રોગ કરે છે;
ઉત્તમ રસ જે અવશ્યના, કોણ તે સંઘરે છે?— પડ૦ ૧૨
તે રસ લેવા ત્રિયા તમે, ચાહો પૂરણ પ્રેમે;
ભક્તિ શાંતિ વૈરાગ્યની, અતિ ઉત્તમ નેમે.— પડ૦ ૧૩
ચૌદસે ચારે દિશા વિષે, વાસ વિશ્વપતિનો;
ઘટઘટ વ્યાપક તે પતિ, અતિ મોટી મતિનો.—પ૦ ૧૪
પૂનમ ચંદ આનંદનો, રહ્યો પૂર્ણ પ્રકાશી;
કાન ધ્યાને નિત્ય નિરખીએ, શ્રીહરિ સુખરાશી.— પ૦ ૧૫

## प्राणप्रिया.

( ગરબો. )

પાળે સત્ય પતિવ્રત, તેજ પ્રાણપ્યારી,
વદે જે ન અસત્ય, તેજ પ્રાણપ્યારી. ૧
તન મનથી રહે સ્વચ્છ, તેજ પ્રાણપ્યારી,
કરે કલ્પના ન તુચ્છ, તેજ પ્રાણપ્યારી. ૨
રાખે શુદ્ધ સદાચાર, તેજ પ્રાણપ્યારી,
નહિ ઉર અહંકાર, તેજ પ્રાણપ્યારી. ૩
લેશ કરે નહિ ક્લેશ, તેજ પ્રાણપ્યારી,
શાંત સંતોષિ હમેશ, તેજ પ્રાણપ્યારી. ૪

રાખે શરમ વિવેક, તેજ પ્રાણપ્યારી,
ચૂકે ચિત્તની ન ટેક, તેજ પ્રાણપ્યારી. ૫
નિત્ય નિયમમાં નિરધાર, તેજ પ્રાણપ્યારી,
અનસૂયાનો અવતાર, તેજ પ્રાણપ્યારી. ૬
રાખે હૃદય ગંભીર, તેજ પ્રાણપ્યારી,
બને વિપત્તિમાં વીર, તેજ પ્રાણપ્યારી. ૭
ડરે દૂષણથી રોજ, તેજ પ્રાણપ્યારી,
માણે પતિ પ્રેમ મોજ, તેજ પ્રાણપ્યારી. ૮
જેને વિદ્યાનું વ્યસન, તેજ પ્રાણપ્યારી,
સહુ સુખનું સદન, તેજ પ્રાણપ્યારી. ૯
બેઉ કૂળને દિપાવે, તેજ પ્રાણપ્યારી,
જશ જગમાં જમાવે, તેજ પ્રાણપ્યારી. ૧૦
વૃત્તિ અચળ વધારે, તેજ પ્રાણપ્યારી,
નીજ જીવન સુધારે, તેજ પ્રાણપ્યારી. ૧૧
એવી સુઘડ સુજાણ, તેજ પ્રાણપ્યારી,
કરે કાન શું વખાણ, તેજ પ્રાણપ્યારી. ૧૨

## सद्गुणी स्त्री.

### ( ગરબી. )

"અલબેલી રે અંબે માત, જોવાને જઇએ."—એ રાહ.

ભામિની ભૂષણ ભંડાર, આ ભવમાં ભાળી;
સોહે જગનો શણગાર, સુંદરિ સુખકારી (ટેક)
સુઘડ સલુણી રાખે રૂડી, ઘરશોભા સુખકારી રે;
ગૃહિણીનું ઘર રાજ્ય ગણાએ, ચલવે તેહ વિચારી.—સું૦
જાત જાતની રાખે જુગતે, જણસ જડે ઝટ જોતાં રે;
ફૂવડ ઘરમાં મળે ન કાંઈ, ખાતાં ઝાઝાં ગોથાં.—સુંદ૦
પુસ્તક પાનાં પાન તણાં તો, વિસરે નહિ વિવેક રે;
રચે સુંવાળી સુખસય્યાને, તેવાં કામ દરેક.—સુંદરિ૦ ૩

ગંદવાડતો ગમે ન લગરી, દર્પણ સરખી દેહ રે;
દેહ પ્રમાણે સ્નેહ ભરેલું, અંતર નિઃસંદેહ.—સુંદરિ૦ ૪
વસ્ત્ર સજી વંઠેલી વનિતા, ચાલે છે છમછમતી રે;
વિનય વિનાનાં વચન ઉચ્ચારે, તેને તુરતજ તજતી.—સું૦
દયા ઉદાર વિચાર ન ચૂકે, દારા ડાપણવંતી રે;
કોમળ કમળ સરીખી નિર્મળ, શિયળ સાચવે ખંતી.—સું૦
રાગતણો સાગર મૃગનયની, ખરા સુગુણની ખાણ રે;
દ્વેષ કલેશ ન કરે કો સાથે, ઇચ્છે જગકલ્યાણ.—સું૦ ૭
રાખે સજ્જનતા સહુ સાથે, વચન વડે ન બગાડે રે;
પરઘરની પંચાતો માંહી, નિજનું મન ન લગાડે.—સું૦ ૮
રોશ કરે તે રામા શાની? ક્રોધ ધરી ધુંધવતી રે;
પિશાચ સરખી મહા ભયંકર, જાત લજાવે જુવતી.—સું૦ ૯
સાહસને કરનારી નારી, અતિ અપયશ લેનારી રે;
દારુણ દુખ પતિને દેનારી, તેની ન કરે યારી.—સું૦ ૧૦
યોગ્ય કસર ને આવડ તેથી, ચલવે સહુ વહેવાર રે;
કહે ન કોઈ બખિલ ઉડાઉ, એવો લે આકાર.—સું૦ ૧૧
કરે રસોઈ રૂડી રીતે, રસ ઉપજે રસનામાં રે;
તન મન થાય પ્રસન્ન અતિશે, કસર નહિ રચનામાં.-સું૦૧૨
ઉપજ પ્રમાણે ખર્ચ કરે છે, કરજે દીલ ડરે છે રે;
ગરજે કર ન ધરાવે ઈશ્વર, એવી ટેક ધરે છે.—સું૦ ૧૩
પતિને થાય સહાય હમેશાં, સુખ દુખમાં લે ભાગ રે;
કાન સુવાસિત પૂષ્પ પ્રમાણે, પસરે સુયશ પરાગ.-સું૦ ૧૩

## सद्गुणी अने दुर्गुणी स्त्री.

( ગરબો. )

"પાવે તે ગઢથી ઊતર્યાં, મહાકાળી રે."—એ રાહ.

રહે સાચવટેથી સાફ, સુંદરિ સારી રે;
કરી ભૂલ ન માગે માફ, નાર નઠારી રે. ૧

ભજે ભાવ ધરી ભગવાન; સુંદરિ સારી રે;
ઇશ્વિરથી પણ અજ્ઞાન, નાર નઠારી રે. ૨
લે શિખામણનો સાર, સુંદરિ સારી રે;
પણ અવગુણ ગ્રહે અપાર, નાર નઠારી રે. ૩
ભણતી ગણતી ભલિભાત, સુંદરિ સારી રે;
લઢતી વઢતી દિનરાત, નાર નઠારી રે. ૪
રાખે મન વિનય વિશાળ, સુંદરિ સારી રે;
દાખે મુખ ક્રૂર વિશાળ, નાર નઠારી રે. ૫
પામે પૂરણ સત્કાર, સુંદરિ સારી રે;
વામે નિજ ભૂષણ ભાર; નાર નઠારી રે. ૬
સુખ દુખમાં દિલ ગંભીર, સુંદરિ સારી રે;
અતિ આકળિ થાય અધીર, નાર નઠારી રે. ૭
કરે સજ્જનનું સન્માન, સુંદરિ સારી રે;
આપે સહુને અપમાન, નાર નઠારી રે. ૮
ગાયે છે મંગળ ગીત, સુંદરિ સારી રે;
કરતી નિંદા નિતનીત, નાર નઠારી રે. ૯
મુખ વદતી મીઠાં વેણ, સુંદરિ સારી રે;
કાઢે કરડાં બહુ નેણ, નાર નઠારી રે. ૧૦
જગમાં જશ લે સુખકાર, સુંદરિ સારી રે,
ભુંડપનો ઓઢે ભાર, નાર નઠારી રે. ૧૧
તમે બનજો શાણાં બેન, સુંદરિ સારી રે;
નહિ કાન લહે સુખચેન, નાર નઠારી રે. ૧૨

## बालाविनोद.

### ( ગરબી. )

" મારા રે સ્વામી બોલોની વ્હાલા."—ઇ૦ રાહ.

પ્રીતમ તમે પ્રાણ થકી પ્યારા,
જાણું મારા નેણતણા તારા.—પ્રી૦ (ટેક.)

પૂજું શુદ્ધ ભાવ હૃદે આણી,
જપું સીરછત્ર જિવન જાણી. प्री० १
વચન પ્રાણવલ્લભ ન ઉથાપું,
ઘટે તેવો યોગ્ય ઉત્તર આપું. प्री० २
સ્વામિ મુખ એજ શ્રીમુખ સાચું,
દર્શન કરી અંતરમાં રાચું. प्री० ३
રહું આપ આધીન સહુ ટાણે,
સુખે દુઃખે પ્રાણગતિ પ્રમાણે. प्री० ४
સાસરિયું તો તીર્થસ્વરૂપ રૂડું,
પિયરીયાંને પ્રેમ તજી ન પિડું. प्री० ५
નણદી ગંગારૂપ પાવનકારી,
દિયર શુભ બંધુ આનંદકારી. प्री० ६
પતિમિત્ર તેમજ જે જેઠ,
આપું માન માનું નહિ વેઠ. प्री० ७
શ્વસૂર પક્ષ પ્યારો થયો મારો,
પિયરિયાનો પંથ કર્યો ન્યારો. प्री० ८
પિયરીઉં એ પ્રિય પનોતું થજો,
ગઈ બધી બાળાપણની મજો! प्री० ९
અચળ હજો નાથ તણું નામ,
આપ્યાં જેણે તન મન ધન ધામ. प्री० १०
થયાં પ્રેમમંત્રે પરાયાં મારાં,
અવર મંત્ર તંત્ર નહિ સારાં. प्री० ११
મળે ધર્મ અર્થ આદિ ચારે,
મહા લાભ, સ્વામિસેવાથી ભારે. प्री० १२
ભલી ભુંડી ભર્ત્તા ન પરહરશો,
દેવા શુભ બોધ કૃપા કરશો. प्री० १३
માગું પ્રભુ પાસે મતિ એવી,
રહું નિત્ય નાથ ચરણ સેવી. प्री० १४

પુનિત પ્રેમ અરસપરસ સાધે,
સરસ રસ કાન અખંડ વાધે. પ્રી૦ ૧૫

## ( ગરબી. )

" રંગ માણે મ્હારા રાજ રે, રંગ માણે મ્હારા રાજ."—એ રાહ.

પ્રાણના આધાર રે, પ્યારા પ્રાણના આધાર;
હું તારી તાબેદાર, પ્યારા પ્રાણના આધાર. (ટેક.)
નામ રટું હું તાહરૂં રે, ચાતકને ઘન જેમ;
ઘનને મન તો કાંઈ ન મળે, ચાતક ચિંતા પ્રેમ.—પ્યા૦
થોડા જળની માછલડી તેમ, હું દુઃખી દિન રેન;
પડી વિખૂટી ઝૂરવાથી તો, મરવું લાગે એન.— પ્યા૦
ધણીની સાટે સાથે સાહેબા, ખાશું ખોરી જાર;
રૂડી રીતે રમશું જમશું, એ સુખ અપરંપાર.—પ્યા૦
મણિ પ્રીતમ માથાનો તું, તું હૈયાનો હાર;
આંખનો તારો તું પ્રાણ મારો, શું કહું હું લાચાર.—પ્યા૦
જૂદાં રે'તાં જીવન જીવડો, તું વિના ગભરાય;
વૈભવ લાગે વીખ સરીખા, દોહ્યલા દિન ન જાય.—પ્યા૦
છાતી સાથે ચાંપી પ્યારા, સેવિશ તારા પાય;
ધીમે ધીમે વા ઢોળ્યાની, આતુરતા દિલમાંય.—પ્યારા૦ ૬
સ્વામી સંગે સૌ સાહેલી, લે જોબનનો રંગ;
હું એકલડી ડૂબી દુખમાં, બાળું મારૂં અંગ.—પ્યા૦ ૭
વિસ્તારીને વિનતિ કરવા, ચાલે નહિ મુજ વાણ;
જલ્દિ આવ એ હેતુ ટુંકો, કાન ચતુર સુજાણ.—પ્યા૦

---

# विविधबोध.

## सीताजीने बोध.

( ધોળ. )

પરણી સીતા સિધાવતાં સાસરે; આવ્યાં જનક રાજાતણી પાસ,
રાખી મન આશ, લેવાશિષ[1] વેણુ રે. ૧
ત્યારે જોતાં સીતા મુખચંદ્રને; પ્રેમે બાપથી ગળી જવાય,
મૂખે ન બોલાય,—મંગળ કરો બ્હેન રે. ૨
કરજો સ્વામિની સેવા ઉમંગથી; કોઈ વાત ન દુખવો મંન,
રાખી રોહ પ્રસંન. મંગળ૦ ૩
કો દી જગના જંજાળને કારણે; કોપે ઘરમાં આવી ભલા રામ,
પીજો ક્ષમા જામ. મંગળ૦ ૪
સાસુ સસરાનાં માન તો રાખજો; જાણી માતપિતાસમ તેહ,
કરો ઝટ જે કેહ. મંગળ૦ ૫
વૃદ્ધાવસ્થામાં ચાકરી તેમની; કરી રાખો રાજી બહુ નીત,
ભલું છે ખચીત. મંગળ૦ ૬
જેઠ જેઠાણી દિયર દેરાણીને; વળી નણંદ ભાંડુસમ જાણો,
પછી પ્રેમ તાણો. મંગળ૦ ૭
ઘરનાં દાસ દાસી જન સર્વને; રાજી રાખતાં કરવજો કામ,
શોભી રહેશે ધામ. મંગળ૦ ૮
આવે પરવાર જો ઘરકામથી., કરજો રામને થાતી સહાય,
દંપત બહુ સોહાયઁ. મંગળ૦ ૯
નિજ અભ્યાસ જારીજ રાખજો; એ છે સ્વચ્છ સુખોનું
નિધાન,[2] બીજું ન સમાન. મંગળ૦ ૧૦
ઘણાં દુઃખો આવી પડે જો કદી; દીલ દાબી રાખો રૂડી ધીર,
મટી જશે ભીડ. મંગળ૦ ૧૧

---

૧ આશિષનું વચન. ૨ ઠેકાણું.

તમે કહેશો શેની બ્હીક સાચને; પણ સાચને શત્રુ ઘણાક,
તમે વળી રાંક. મંગળ૦ ૧૨
કરજો લાજ વધે બંને કુળની; અભિમાન ધરો નહિ ઊર,
છે નમ્રતા નૂર. મંગળ૦ ૧૩
સ્વામી કહે ત્યારે અહિયાં પધારજો;બાકી રહેજો સદા
સ્વામીસંગ એમાં શુભ રંગ. મંગળ૦ ૧૪
દેજો પત્રથી દર્શન બાપને; રોતાં રોહ બ્હેન હવે નહિ ઢીલ,
ભરાયું મુજ દીલ. મંગળ૦ ૧૫

## નીતિની સાડી.

### ( ગરબો. )

"મળજો મળજો મળજો રે, મારા શ્યામ."—એ રાહ.

પ્હેરની પ્હેરની પ્હેરની રે,
બ્હેની નીતિની સાડી પ્હેરની. ( ટેક. )
ખરા કસબ ને ખરા કસબની;[1]
ભાતો ખિલી અબ્બેરની રે બ્હેની. પ્હેરની. ૧
સાડીની શોભા સાચી ટકેછે;
જુઠી આ લૂગડાં જવેરની રે, બ્હેની. પ્હેરની. ૨
સાડી રૂડી ઘટ હીરે ઘણું છે;
ભારે વજનમાં શેરની રે, બ્હેની. પ્હેરની. ૩
સાડીની ચંડક સુધા[2] સરીખી;
નહીંજ લાહ્ય કંઇ ઝેરની રે, બ્હેની. પ્હેરની. ૪
સાડી શીતળથી આંખો મિચાએ;
કહું શી વાત હું લ્હેરની રે, બ્હેની. પ્હેરની. ૫
સાડી તે સારૂં નરસૂં સુઝાડે;
વિના તે વાત અંધેરની રે, બ્હેની. પ્હેરની. ૬

---

૧ કારીગરી. ૨ અમૃત.

એ સાડીનૂં મૂલ ન થાએ;
પ્હેરે ખસે વાત વેરની રે, ખ્હેની. પ્હેરની. ૭
નીતિની સાડી આપે વરોને;[1]
પ્હેરી પાલવ[2] ખંખેરની રે, બેની. પ્હેરની. ૮

## कपासनो छोड.

### (ગરબો.)

"સૈયર શું કહું રે, મારે નંદકુંવરસું નેહ."—એ રાહ.

છોટો છોડ છે રે, કહીએ જેનું નામ કપાસ;
કામ કેવું કરે રે, તેની કરીએ આજ તપાસ. ૧
ફળ તેનાં જુઓ રે, કાલાં ઘેલાં તે કહેવાય;
પણ પરમારથી રે, દુનિયામાં કેવાં દેખાય. ૨
પોતે પેટમાં રે, નિશ્ચે રાખે છે નરમાશ;
મન મેલું નહિ રે, અંતરમાં અતિશે ઉજળાશ. ૩
કોઈ પ્રકારનો રે, કાયામાં નહિ કાંટો લેશ;
સારી સૌથકી રે, દીસે કીર્તિ દેશ વિદેશ. ૪
સંકટ બહુ સહી રે, લોકની રાખે છે તે લાજ;
તોપણ તે કદી રે, પોતે રાખે નહિ પતરાજ. ૫
મોટાઈ નવ મળે રે, છોટો થઇને રહે છે છેક;
જોડ જડે નહિ રે, એના જેવી જાતજ એક. ૬
વૃક્ષ બીજાં વડાં રે, ઉંચાં વધિયાં જેનાં અંગ;
પર ઉપકારમાં રે, રાખે કોઈ ન એવો રંગ. ૭
વસ્ત્રરૂપે થઈ રે, કેવી ઢાંકે જનની કાય;
કાગળરૂપે થઈ રે, જનના સંદેશા લઇ જાય. ૮
પાનાં પોથીઓ રે, ગુરુ થઈ આપે જનને જ્ઞાન;
દોરી દોરડાં રે, પાશે તરસ્યાને જળપાન. ૯

---

૧ વરદાનો. ૨ પાલવ ખંખેર એટલે જોઈશે તે મળશે.

કાયા ધરી કરે રે, એવાં ઉત્તમ કામ અનેક;
ગુણ તેના ઘણા રે, એકથિ ચઢિયાતો છે એક. ૧૦
મોટા માનીએ રે, જેના ગુણ મોટા જગમાંહીં;
પ્રૌઢ વધી પડયા રે, એતો અલ્પજ ગણવા આંહી. ૧૧
તનુધર ધન્ય છે રે, જેનો અતિ જગમાં ઉપયોગ;
ધર્મ રૂડો ધરે રે, આપે સૌ જનને ઉદ્યોગ. ૧૨
નિયમો નીતિના રે, જગમાં જેહ વડે સચવાય;
શોભા સર્વની રે, દુનિયામાં જેથી દેખાય. ૧૩
ગુચ્છ ગુલાબનાં રે, મનમાં લાવે વ્યર્થ ગુમાન;
જો આ જગતમાં રે, શોભે કોણ કપાસ સમાન. ૧૪
બીજા બધા વિના રે, બહુ દિન ચલાવતાં ચલવાય;
પણ જેના વિના રે, રજની દિન પણ નવ રહેવાય. ૧૫
શઢરૂપે થઇ રે, સાગરમાં સંચારે વહાણ;
કેટલાં હું કહું રે, એના કૃત્યનાં વિવિધ વખાણ. ૧૬
જનમી જગતમાં રે, કરશે એવાં ઉત્તમ કામ;
તેને તો સદા રે, દેશે આશિષ દલપતરામ. ૧૭

## आरसी.

### (ગરબી.)

"કર પ્રભુ સંગાથે દૃઢ પ્રીતડી રે."—એ રાહ.

અરે આરસી મેં તને ઓળખી રે,
તું તો શુભ ગુણવંતી ગણાય, સત્યવાદી તું સાચી આરસી રે. (ટેક)
તારા આગળ આવી જે ઉભું રહે રે,
જેવું હોય તે તેવું જણાય. • સત્યવાદી૦ ૧
તું તો ગુણ દોષ હોય તે દેખાડતી રે,
જેવી સાચે સાચી કહે વાત. સત્યવાદી૦
ભલે હોય તે પોતાનું કે પારકું રે,
તારે પંડે નહિ પક્ષપાત. સત્યવાદી૦ ૨
હોય રાંક કે રાજા ભલે રહ્યો રે,

કોઇની શરમાવી ન શરમાય. સત્યવાદી૦
બીક દેખાડતાં તું બીએ નહીં રે,
લાંચ આપવાથી ન લલચાય. સત્યવાદી૦ ૩
રાગ દ્વેષ તું લેશ નથી રાખતી રે,
માટે રાખે હૃદે કોણ રોષ. સત્યવાદી૦
તું તો નકટાને નકટું કહે રે,
જાણે તે પણ પોતાનો દોષ. સત્યવાદી૦ ૪
પુંઠ પાછળ તું બડબડતી નથી રે,
સાચે સાચું કહે મુખોમુખ. સત્યવાદી૦
તારૂં દીલ સ્વચ્છ દેખતાં દેખાય છે રે,
તેથી દીલમાં ન ધરે કોઇ દુઃખ. સત્યવાદી૦ ૫
તારી આગળ આવીને જે ઉભું રહે રે,
સાચું તેનેજ તું કહેનાર. સત્યવાદી૦
નથી બીજા વિષે તું કંઈ બોલતી રે,
એવો નિયમ ધર્યો તેં નિરધાર. સત્યવાદી૦ ૬
તારી સત્યતાને સૌ ચહાય છે રે,
હોંશે હોંશે ઝાલે તને હાથ. સત્યવાદી૦
નાનાં મોટાં અને રાંક રાયને રે,
સૌને ગમે છે તારો સાથ. સત્યવાદી૦ ૭
તારા સત્ય ઉપર કોપ જે કરે રે,
તેને લોક કરે ધિઃક્કાર. સત્યવાદી૦
તેને મોટો મુરખ ગણે માનવી રે,
પક્ષ તારો તાણે નરનાર. સત્યવાદી૦ ૮
વાંક તેનો ગણાય આ વિશ્વમાં રે,
કોઈ તારો વદે નહિ વાંક. સત્યવાદી૦
તું તો સાચી ઠરી સંસારમાં રે,
એતો અચળ ખરેખરો આંક. સત્યવાદી૦ ૯
શુદ્ધ બુદ્ધિથી સાચું જે કહે રે,
રાખી નિરમળ મન તુજ તુલ્ય. સત્યવાદી૦

તેને રીઝે તેનો કર્ત્તા ધણી રે,
કેવો ગુણ સત્યતાનો અમુલ્ય. સત્યવાદી૦ ૧૦
કવિ કોવિદ વિચારીને કહે રે,
તારી સત્યતાને સાબાશ. સત્યવાદી૦
કૃપા કરે કૃપાળ નાથજી રે,
આપે ગુણ એવો અવિનાશ. સત્યવાદી૦ ૧૧
વારે વારે પ્રભુજીને વિનવી રે,
વળી પ્રેમે કરીને પ્રણામ. સત્યવાદી૦
તારી તુલ્ય સદ્ગુણ સત્યતાતણો રે,
માગે દિન દિન દલપતરામ. સત્યવાદી૦ ૧૨

## नेतर.

### ( ગરબી. )

"સારૂં સારૂં રે સુરત શહેર, મુંબઇ અલબેલી."—એ રાહ.

તારા નમ્રપણાને ધન્ય, નેતર નમનારી;
રૂડું માણસ ઇચ્છે મંન, તે ચલગત તારી. (ટેક.)
વહેતી નદીના પાણી વચ્ચે તું, વસેછે કરીને વાસ રે;
પણ પાણીના પૂરતણો તું, તન નથિ ધરતી ત્રાસ.—ને૦ ૧
જ્યારે જળનું જોર વધે ને, ઘણો કરે ઘુઘવાટ રે;
મોટા તરુનાં મૂળ ઉખાડે, તને ન ઉર ઉચાટ.—ને૦ ૨
જોર જણાય ઘણું તે વારે, જળમાં તું નમિ જાય રે;
તેનું જોર ઘટે ત્યારે તું, આપે ઊભી થાય.— ને૦ ૩
પાતળી સરખી તું પંડે પણ, નમ્રપણું ધરનાર રે;
જળમાં તું સુખથી જીવે છે, એ ગુણને આધાર.—ને૦ ૪
સમય વિચારી સમજી ચાલે, લે સુખ તે આ લોક રે;
ઉદ્ધતપણું અખંડ ન છોડે, ફાંસામાં પડે ફોક.—ને૦ ૫
મૂળ ગયાં મોટાં તરુવરનાં, નાની તું નિશ્ચિંત રે;
મોટી બુદ્ધિ તુજમાં માનું, રૂડી તારી રીત.—ને૦ ૬

નમ્રપણું રાખે નિશ્ચે તો, વેરીમાં કરે વાસ રે;
અંતરમાં કદિએ નવ ઉપજે, તેને તલપુર ત્રાસ.—ને૦ ૭
તાડ અને વડ તારી પેઠે, નમ્યાં નહીં જો નામ રે;
દેશવટો નદીએ તો દીધો, ઠાલો કીધો ઠામ.—ને૦ ૮
પવન તને નવ તોડી પાડે, સજોર થઇ સર્વત્ર રે;
તેથી તુજને કરીને રાખે, છત્રપતિ શિરછત્ર.—ને૦ ૯
સારા જનના ઘરમાં શોભે, ઠરિ તું ઠામોઠામ રે;
નિરખી તુજને નેત્ર ઠરે છે, ધન્ય તુજ નેતર નામ.—ને૦ ૧૦
જો ફલ ફુલ તો તું નથી દેતી, દીસે દુર્બલ દેહ રે;
પણ તું નમ્રપણાથી પામી, સર્વે જનનો સ્નેહ.—ને૦ ૧૧
નમ્રપણું રાખે નરનારી, એ સુખ પામે આમ રે;
આ શીખામણ સમજી લેજો, દીલમાં દલપતરામ.—ને૦ ૧૨

## जवासा.

### ( ગરબી. )

" આણાં આવ્યાં રે મોરાર. "—એ રાગ.

ગગનવિષે ઘનરાય ચડ્યો ને, ગડગડીઆં નીશાન;
સર્વે તરુઓ સુખી થયાં જે, દીધું જીવનદાન,
જવાસા તું શીદ બાળે જીવ. (ટેક.) ૧
ગમાર તેં જાણ્યું કેમ ગાજે, તુજ શિર ઉપર મેહ;
એથી અદેખાઈ તુજને આવી, દાઝ્યો તારો દેહ.—જ૦ ૨
એનો આ અવસરે વધાર્યો, પરમેશ્વરે પ્રતાપ;
તારો તો કાંઈ તોલ વધ્યો નહિ, તે તો તારાં પાપ.—જ૦ ૩
તારાથી કાંઈ તેના જશને, ઢાંક્યો નહિ ઢંકાય;
ઇર્ષાથી ઉલટી હલકાઇ, દુનિયામાં દેખાય.— જ૦ ૪
લોકે તુજને કળી લીધો જે, મજબૂત નહિ તુજ મૂળ;
વણ કારણ વરસાદથકી તું, પંડ થયો પ્રતિકૂળ.—જ૦ ૫
તુજ સરખા જો ક્રોડ અદેખા, એની કરે અદેખાઇ;
તોપણ તે મનમાં નથિ ધરતો, એની એજ વડાઇ.—જ૦ ૬

તારૂં પણ તે તો ભલું ઈચ્છે, મોટું રાખી મંન;
તું બળી બળિ શા માટ મરે છે, જોઈ જોઈ હસશે જંન.—જ૦ ૭
ધન દેખીને હરખ ઘણાને, પ્રગટ્યો પૂરો પેખ;
તું નવ હરખ્યો તેથી તેને, દરદ થયું શું દેખ?—જ૦ ૮
સમજણ હોય તો તું સમજીને, હૃદયે શાંતિ રાખ;
આટલી બધી અદેખાઈ તું, નિશ્ચે કાઢી નાખ.—જ૦ ૯
મનમાં જાણે છે હું મોટો, પણ બીજાને પૂછ;
બાવળ બોરડીઓ બહુ અંહિ છે, તું તેથી પણ તુચ્છ.—જ૦૧૦
તુજ સરખા બહુ થયા, થશે વળિ, કાંટાવાળા ક્રોડ;
એને આદર સૌ આપે છે, તું નહિ તેની જોડ.—જ૦ ૧૧
મારી શીખામણ જો માને તો, તજ તારી આ ટેવ;
રહે અદેખાઇથી નહિ રાજી, દલપત કેરો દેવ.—જ૦ ૧૨

## पंखीओनो संप.

### ( ગરબી. )

"મારૂં સોનાનું છે બેડું રે, છેલછબીલા છોગાળા."—એ રાહ.

સખી જો આ શોભે સારાં રે, પીંપર ઉપર પંખીડાં;
બહુ ટોળે મળી વસનારાં રે, પીંપર ઉપર પંખીડાં.– ૧
કેવાં કલ્લોલ કરે છે રે, પીંપર ઉપર પંખીડાં;
સ્વર મધુર મધુર ઉચરે છે રે, પીંપર ઉપર પંખીડાં.– ૨
પરિપૂર્ણ પરસ્પર પ્રીતે રે, પીંપર ઉપર પંખીડાં;
રહે હળિમળી રૂડી રીતે રે, પીંપર ઉપર પંખીડાં.– ૩
દીસે છે દિલનાં ડાહ્યાં રે, પીંપર ઉપર પંખીડાં;
ગુણવંતાં ભલાં ગણાયાં રે, પીંપર ઉપર પંખીડાં.– ૪
કેવાં લાયક છે નથિ લડતાં રે, પીંપર ઉપર પંખીડાં;
નથી એક બીજાને નડતાં રે, પીંપર ઉપર પંખીડાં.– ૫
તેથી પોતે સુખ પામે છે રે, પીંપર ઉપર પંખીડાં;
જુએ તેને હરખ જામે છે રે, પીંપર ઉપર પંખીડાં.– ૬

મેં દૂર રહીને દીઠાં રે, પીંપર ઉપર પંખીડાં;
મારા મનમાં લાગ્યાં મીઠાં રે, પીંપર ઉપર પંખીડાં.– ૭
છે જોતાં જનાવર જાતે રે, પીંપર ઉપર પંખીડાં;
પણ સંપી વસે ભલિભાતે રે, પીંપર ઉપર પંખીડાં.– ૮
તેથિ લેશ શિખામણ લઇએ રે, પીંપર ઉપર પંખીડાં;
છતાં થોડા દિન છઇએ રે, પીંપર ઉપર પંખીડાં.– ૯
ત્રિભુવનનો રાજા રીઝે રે, પીંપર ઉપર પંખીડાં;
પરલોકે પણ સુખ લીજે રે, પીંપર ઉપર પંખીડાં.–૧૦
આ કથન કહ્યાં શુભ કામે રે, પીંપર ઉપર પંખીડાં;
દિધી શિક્ષા દલપતરામે રે, પીંપર ઉપર પંખીડાં.– ૧૧

## वीजळी.

### ( ગરબો. )

"અજબ સલુણી પ્યારી મરગાનેણી તેં મોહન વશ." એ રાહ.

ચળક ચળક ચલકંતી દશ દિશ, વિજળી ઉજળે અંગે રે;
સો વાતે એકલી નવ શોભે, શોભે વરસાદ સંગે રે. ( ટેક. )
જો વરસાદ વગર હોય વિજળી, ભડકા જેવી ભાસે રે;
ગુણવંતી જન કોઈ ગણે નહિ, તેને જોઇ સૌ ત્રાસે રે;—ચ૦
પડતી તે પરવતને પાડે, જોરાવર છે જાતે રે;
અલ્પ નથી કોઇની ઓશિયાળી, કસર નથી કોઇ વાતે રે.—ચ૦
વસ્ત્ર વગર દિસતી નથી વરવી, ભક્ષવગર નથી ભૂખી રે;
પણ વિજળી વરસાદ વગરની, લાગે જોતાં લૂખી રે.—ચ૦
રાય વગર જેમ રાજ ન શોભે, વસ્તી વગર જેમ ગામ રે;
સદ્ગુણ વિણ જેમ જન નવ શોભે, ધણી વગર જેમ ધામ રે.ચ૦
નીર વગર જેમ નદી ન શોભે, જળવિણ પોયણિ જેવી રે;
નાક વગર જેમ નારી ન શોભે, ધનવિણ વિજળી એવી રે.—ચ૦
પ્રભુને પ્રણમીને મુખ માગે, વિજળી વારંવાર રે;
વિજોગ કદિ વરસાદ તણો નવ, કરશો જગ કરતાર રે—ચ૦

સતી પતીમાં સ્નેહ ધરે છે, જોતાં વિજળી જેવો રે;
દલપતરામ કહે દિલમાં તે, લક્ષ વિચારી લેવો રે.—ચ૦

## भरतचित्र.

### (ગરબી.)

"અલબેલી રે અંબે માત જોવાને જઇએ."—એ રાહ.

આવો આવો રે શિખિયે આજ, ભરતજ ભરવાને;
લાવો લાવો રે સઘળો સાજ, ચિત્ર ચિતરવાને. (ટેક.)

ચિત્ર ચિતરવા ને ભરતજ ભરવા, માતપિતા મન હરવા રે;
જગકર્ત્તાનાં કર્તબને, કાંઈ કાંઈ ઉત્તેજન કરવા.—ભ૦ ૧
પોપટ ચિતરો ને પાંજરૂ ચિતરો, ચિતરો ગાયો ચરવા રે;
ફૂલ ઝાડે તો ફૂલડાં ચિતરો ને, ચિતરો આંબે મરવા.-ભ૦ ૨
ચતુર મનુષ્યના ચેહેરા ચિતરો, સજ્જનને સાંભરવા રે;
ચિતરો મંડપ ચોરી મધ્યે, વરવહુ બેઠાં વરવા.—ભ૦ ૩
ભણુતર ભણુતી કુંવરી ચિતરો, શિખતી પાઠ સુધરવા રે;
પનઘટની પાણિયારી ચિતરો, હોય જતી જળ ભરવા. ભ૦
નિર્મળ જળની નદિયો ચિતરો ને, ચિતરો ગિરિવર ગરવા રે;
નાટકશાળામાં નટ ચિતરો, ચિતરો નરપતિ નરવા.-ભ૦ ૫
પરવતના પાયામાંથી જે, ઝરણું લાગે ઝરવા રે;
તે ચિતરીને વળિ હિમગિરિ ચિતરો, ઠંડકથી જળ ઠરવા. ભ૦
શિતળ વાયુ વાય શિયાળે, લાગે પાન વિખરવા રે;
વૈશાખે વનવેલિ ફૂલે ને, જળ•વરસે ભાદરવા.—ભ૦ ૭
ચિતરોને સજની મોતની મૂર્ત્તિ, દુષ્ટ કરમથી ડરવા રે;
ભાવે પ્રભુના ભજનિક ચિતરો, અવસર અંત ઉગરવા.-ભ૦ ૮
રતન સહિત રતનાગર ચિતરોને, ચિતરો નાવ ઉતરવા રે;
સુત ધવરાવતી સુંદરી ચિતરો, પ્રીતે પુત્ર ઉછરવા.-ભ૦ ૯
જમરૂખ ચિતરો ને હાંડિયો ચિતરો, ભોંય જાજમ પાથરવા રે;
ખૂબસુરતની છબિઓ ચિતરો, રંગ મેહેલમાં ધરવા.ભ૦૧૦

વિધવિધનાં કાંઈ વાસણ ચિતરો, ઘરમાં ઘણું વાપરવા રે;
ગાડિ બગી ને ચારટ ચિતરો, સાંઝ સવારે ફરવા.-ભ૦ ૧૧
ચિતરથકી ચિત ચિંતા ટળવા, શોક સકળ પરહરવા રે;
દલપતરામ કહે દુનિયામાં, સુખથી દિવસ નિસરવા.ભ૦ ૧૨

## कुलटानो कंकास.

### ( હાલરડાંનો ઢાળ. )

જે દીથી આવી તારી કને હું, તે દીથી આ દેદાર;
કમાવવાની બુદ્ધિ બુંધીને,
સાચે નહિં લગાર—મુઆનું અળખામણું રે મ્હોડું;
પેરૂં શું હું, રાંધું શું ખાઉં, દેખી નીત બળી બળી થાઉં રે;
અક્કરમી હીણુ, બાળ તારૂં અળખામણું રે મ્હોડું. ૧

સીવી ભરીને, દળી કાંતીને, ભરૂં હું તારૂં પેટ;
પેટે પડયાં છે છોરૂ ખાંડીમણુ, દૈવતણી તું વેઠ—મુઆનું.
પેટમાં કુવા, ઘરમાં તો જુઆ, પ્હેરૂં શું લૂગડાં ઘરેણાં રે;
મરતી હું નથ્થ.[1]—બાળ૦ ૨

આયવિનાનો[2] ઘણી થઇ કરી, કહાડે જુઠાં તું નેણ;
ચલરે ઢોઆ શું તેથી બીહી જઈશ,
સામાં કહાડું સો વેણ. મુઆનું૦ ૨

પાઘડી શું પેરૂં, કમાવવા જાઉં, પછી તુને ચૂડલો પેરાવું રે;
સાંપી દઉં ચૂલ—બાળ૦ ૩

કોઈ દહાડો હું ઠરી ન તુંથી, એવા ભુંડા છે ઢંગ;
કિયા જનમનાં પાપે કરીને,
પાનું પડયું તુજસંગ. મુઆનું૦ ૩

ઝંપ નહિ કંહિ, ભણ્યો તું નહિ, કરમે મૂકી રહું હાથ રે;
પાસેથી જા.—બાળ૦ ૪

---

૧ નથી. ૨ કૌવતવગરનો.

# आत्मज्ञान.

## मनने शिक्षा.

### ( ગરબી. )

" ઓધવજી સંદેશો કહેજો શ્યામને."—એ રાહ.

મન મારાં મૂકી દેને મમતા બધી,
ખોટો છે આ જગનો સઘળો ખેલ જો;
ભ્રમણામાં ભૂલી ભટકે બેભાનથી,
પણ એ તલમાંથી નહિ નિકળે તેલ જો.—મન મારાં० ૧
સ્નેહતણું ઉંડું કારણ તો સ્વાર્થ છે,
સ્વાર્થ-પ્રીતનો કેમ કરે વિશ્વાસ જો;
કાયા ને માયા તે તો તારાં નથી,
બહુ વિધનાં બંધન કરશે ચોપાસ જો.—મન મારાં० ૨
સાચ ટેકનું સાચું ધન સંભાર તું,
ઉડાવતાં અંતે ઉપજશે ત્રાસ જો;
માલિકને ઉત્તર દેવો મુશ્કેલ છે,
સ્હેલ થશે પણ રાખિશ નહિ કયાશ જો.—મન० ૩
ઘણાં ગયાં ને આપણ પણ જાવું નકી,
જનમ મરણનો શાને કીજે શોક જો;
ગમે તેમ જગજીવન તે જુગતું કરે,
ફાંફાં મારે થશે ફજેતી ફોક જો.—મન મારાં० ૪
સગાં સહોદર ને સઘળા સંસારનું,
વિશ્વંભર ચલવે છે ચાલે તેમ જો;
રાખે ખાલી ચિંતા તેમાં શું વળે,
કરે ભજન તો પામે અક્ષય પ્રેમ જો.—મન મારાં० ૫
અટક્યું કોનું રહ્યું નહિ રે' આપણું,
ભવમાં ભટકી પટકી દે સહુ પાપ જો,

ચટકી છે જીવન તે દા'ડા ચારની,
ભજન કરી મેળવ શ્રીહરિ પ્રતાપ જો.—મન મારાં૦ ૬
આશા ને તૃષ્ણા તે તો મધલાળ છે,
ટળે તુરત પણ મળે શાસ્ત્ર સત્સંગ જો;
વિષ સરખા વિષયોને તે દૂરેં કરે,
જામે ઉરમાં ભક્તિ પ્રેમ ઉમંગ જો.—મન મારાં૦ ૭
ચાહીશ ચોખ્ખે પંથે જો તું ચાલવા,
ચલવનાર છે પોતે પરમ ઉદારજો;
નાથે સહુ સાધન આપ્યાં તુજ હાથમાં,
કર રક્ષણ જે છે તુજને હિતકાર જો.—મન મારાં૦ ૮
ખોઈશ તક તો ખાલી થઈશ ખુવાર તું,
ખરી વાતનો શાને રાખે ખાર જો;
અભ્યાસે વૃત્તિ તારી સારી થશે,
મનથી એકજ રાખીશ જો નિર્ધારજો.—મન મારાં૦ ૯
દુખિયારી આ દુનિયાતણી મુસાફરી,
ફરી ફરીને ફંદે નહિ ફસાય જો;
કાન નિદાનવડે સહુ કામ કરાય છે,
થાય પ્રયત્ને પોતે પ્રભુ સહાય જો.—મન મારાં૦ ૧૦

( ગરબી. )

"પ્રેમની પ્રેમની પ્રેમની રે મને."—એ રાહ.

હારમાં હારમાં હારમાં રે,
મન જીતિ બાજી તું હારમાં.
પ્યારમાં પ્યારમાં પ્યારમાં રે,
તું બુડે ભુંડેરા પ્યારમાં. (ટેક.)
જ્ઞાનમારગની ગાથ ગમે નહિં,
લોભાય વિષય વિકારમાં રે. મન૦ ૧
રચે પ્રપંચ અનેક પરંતૂ,
પ્રજળે સહુ પળ વારમાં રે. મન૦ ૨

રૂધિર પરૂ ને મળ મૂત્રાદિક,
કાયના છે કોઠારમાં રે. મન૦ ૩
મમતા તેશું અધિક ધરીને,
કરે કુકર્મો કારમાં[1] રે. મન૦ ૪
રાખિ ભરૂસો વિશ્વંભરનો,
ભાવ હૃદયથી વિસારમાં રે. મન૦ ૫
ઈશ્વરની આજ્ઞા ઓળંગી,
અઘ[2] અઘટિત સ્વીકારમાં રે. મન૦ ૬
તર દુસ્તર ભવસાગર જળથી,
ફોકટ ફાંફાં માર માં રે. મન૦ ૭
કોઇ કોઇનું નથી સગું સંબંધી,
સ્વારથે અંધ સંસારમાં રે. મન૦ ૮
અરથ સરે અરિ[3] થઇ સહૂ ઉભે,
રહે ન એક આકારમાં રે. મન૦ ૯
તજે ન તુંને જોહુ કદાપી,
પોપેછે વિવિધ પ્રકારમાં રે. મન૦ ૧૦
મન કર્મ વાણી વિમળ કરીને,
કાન રહે જ્ઞાન વિચારમાં રે. મન૦ ૧૧

## हरिगुणगान.

### (ગરબી.)

"નર્મદા શું ગાઉં શોભા સાંજની."—એ રાહ.

હોજી રે હેતે હરિગુણ ગાઇએ,
નથી એ સમાન જગતમાં કાંઇએ. હોજી રે૦ (ટેક.)
તર્યા ભક્તિતણાં નાવથી જુઓ ઘણા,
પામ્યા મોક્ષ-મુક્તિમાં નહિ કંઈ મણા;
ગ્રંથ સિંધુસમા ગાય ગુણ તે તણા, હોજી૦ ૧

---

૧ અઘટિત. ૨ પાપ. ૩ દુશ્મન.

પ્રભુ ભક્તિનો પ્રભાવ તો અકથ્ય[1] છે,
એના ધૂન ધ્યાનમાં મુનિ તટસ્થ[2] છે;
પ્રભુ ભજન વિના જીવન અકજ્જ[3] છે, હોજી૦ ૨

જ્ઞાનવિના માનવી પશુ પ્રમાણવો,
પૂન્યવિના શૂન્ય દેહ આ પિછાનવો;
વ્યર્થ સુખભોગ ગર્વ મન આણવો, હોજી૦ ૩

સાથ લઈ જવાનું સાચ દ્રવ્ય સાચવો,
સાચ ભક્તિ પ્રભુ પ્રેમથી અનુભવો;
જૂઠ જાણિને વિદારિ ઇશને સ્તવો, હોજી૦ ૪

હતા બાળ ત્યારે કાલું કાલું બોલતા,
શુદ્ધ સત્ય ઉરનું રહસ્ય[4] ખોલતા;
બની વૃદ્ધ દુષ્ટભાવ ધરી ડોલતા! હોજી૦ ૫

ચિત્ત વિકૃતિ[5] થકી હમેશ વારવું,
નીત નીત નીતિ-ભક્તિથી સુધારવું;
પ્રીત પ્રીતમની કરી દીલ ઠારવું, હોજી૦ ૬

ખોવી તક ન ઘટે ખાલિ તકરારથી,
કાજ કીજે સદાય સૂવિચારથી;
કાન ધર્મ થશે સધ સદા સારથી, હોજી૦ ૭

## मनरूपी पंखी.

### ( ગરબી. )

" વાંસલડી, વેરણ થઈ લાગી રે વ્રજની નારને. "—એ રાહ.

મન પંખીડા, ભજનની ડાળે બેસી હરિગુણ ગાની;
શું સોચ કરે, તું તારૂંજ વિચારી નિર્મળ થાની. (ટેક.)
તારે સિર સિંચાણો કાળ ફરે, મોહે જાળ બાંધને માંહે રમે;
પ્રાણી એ સુખડું તને કેમ ગમે,—મન પંખીડા૦ ૧

---

૧ કહ્યો ન જાય. ૨ લીન. ૩ મિથ્યા. ૪ છુપો ભેદ. ૫ બગડતી સ્થિતિ.

જેમ પારો પાણી થઇ ચાલે, પડયું પાન નહિં ચોટે ડાળે;
તને પ્રભુવિના કોણ ઊગારે,—મન પંખીડા० २
પરદેશી પરોણા કોણના રે, તું જીતી બાજી કાં હારે;
હૈયે હિમ્મત રાખ તું નહિ હારે,—મન પંખીડા० ૩
કર સતસંગત ફેરો ફળશે, જમદૂત તણી ફાંસી ટળશે;
પ્રીતમનો સ્વામી ત્યાં મળશે,—મન પંખીડા० ४

# दामनी ममता.

## ( ગરબી. )

" મળજે મળજે મળજે રે, મારા શ્યામ કાલે મળજે."—એ રાહ.

દામની દામની દામની રે,
તું મેલ મમત દિલ દામની. (ટેક.)
દેહપર બહુ મોહાય પરંતૂ,
કોથળી તે હાડ ચામની રે. તું મેલ० १
ખરૂં ખોટું તે માટે કરવું,
રીત એ તો નહિ કામની રે. તું મેલ० २
પઈ પણ નહિ તુજ સાથે આવે,
તજ તે નીત હરામની રે. તું મેલ० ૩
ખાલી આવ્યા ને ખાલી જાવું,
સહુ સાહેબી નામની રે. તું મેલ० ४
રામનામ-દામ કર સંગ્રહ સારો,
કમાઇ જે બેઉ ઠામની રે. તું મેલ० ૫
એક દમડી નહિ જોય કંદાપી,
આવશે જશે જેમ [1]દામિની રે. તું મેલ० ૬
નીતિ-ધર્મ પાળી નિરધન રહેવું,
એ સમાન સુખ નહિ માનની રે. તું મેલ० ૭
લાખેણી લાજ સંભાળી રહેવું,
અખુટ દોલત તે પામની રે. તું મેલ० ८

---

1 વીજળી.

લાખ મળશે પણ લાજ મળે નહિ,
ગરજ પડે સહૂ ગામની રે. તું મેલ૦ ૯
કરગરી કાન કર જોડ હરિને,
આશ રાખ અવિચળ ધામની રે. તું મેલ૦ ૧૦

## कोई रहेवानुं नथी.

### ( ગરબી. )

"સારૂં સારૂં રે સુરત શહેર, મુંબઈ અલબેલી."—એ રાહ.

થિર ઠરીને કોઇ આ ઠામ, રે નથી રહેવાનું;
કરી લો કાંઇ રૂડું કામ, રહેશે કહેવાનું. (ટેક.)

વિક્રમ સરખા વીર ગયા ને, ભૂપ ગયો વળી ભોજ રે;
જોરાવર જયકારી જગતમાં, ફરતી જેની ફોજ.—રે નથી.

છતે ગયો શાહુ છત્રપતિનો, દુનિયાથી દેખાવ રે;
બાજીરાવ ગયા બળવંતા, ગયા શિવાજીરાવ.—રે નથી.

બારોનેટ બહુ જશવંતા, શેઠ ગયા જમશેદ રે;
કહો રહ્યા ક્યાં ધનજી કામા, ખલક ધરેછે ખેદ.—રે નથી૦

જેણે બહુ જર જોડી જગતમાં, કર્યા ગુપત ઉપકાર રે;
કઇ દુખિયાનાં દુખ કાપ્યાં તે, સંભારે સંસાર.—રે નથી૦

મોતીશા મુંબઇમાં મોટો, સરસ હતો શાહુકાર રે;
નામ ગયું ને ઠામ ગયું વળિ, ગયા ગરથ ભંડાર.—રે નથી૦

કઈ ગુણવંતા ગયાં ગવરનર, સરસ ગયા સરદાર રે;
રાજા રાણા કોઇ રહ્યા નહિ, કટા અમલ કરનાર.—રે નથી૦

હેમાભાઇ હયાત હતા ને, શેઠ હતા હઠિસંગ રે;
તે પણ દુનિયા તજી ગયા ને, મનમાં રહ્યા ઉમંગ.—રે નથી૦

ક્યાં પ્રિન્સ આલબરટ પૃથ્વીપતિ, રાણીનો ભરતાર રે;
જોતાં જોતાં ગયા જગતથી, જરા ન લાગી વાર.—રે નથી૦

પડ્યું રહે નાણું પૃથ્વીમાં, અગણિત આડે આંક રે;
સમજી લેજો કંઇ પણ સાથે, નહિ આવે નવટાંક.—રે નથી૦

બાગ બગીચા બેઠક બંગલા, મોટા મોટા માળ રે;
એ તો સૌ એમનાં એમ રહેશે, પરથમ ચણજો પાળ.—રે નથી૦

આરંભેલાં અધુરાં રહેશે, કઇક જગતમાં કામ રે;
તરત અજાણ્યું તેડું આવે, તજિને જવું તમામ.—રે નથી૦

કાલ કરવાનું આજ કરી લે, કોણે દીઠી કાલ રે;
પગલાં હેઠે મોત પડ્યું છે, ચેતી ચેતી ચાલ.—રે નથી૦

લાચારોની આશિષ લેજો, નિશ્ચળ કરજો નામ રે;
સમજો તો સારી શીખામણ, દેછે દલપતરામ.—રે નથી૦

## भक्तिप्रभाव.

### ( પદ-ઝીંઝોટી. )

"નાથ કેસેં ગજકો બંદ છુડાયો."—એ રાહ.

ભક્તિ તણી શક્તિ તે શું હું વખાણું,
એવી વાણી જરા નહિ જાણું.—ભક્તિ૦ (ટેક)
ભક્તિના ભાજન[1] શ્રીરામ કૃષ્ણને,
ભેટ્યા ભક્ત પરમાણું;
શ્રદ્ધાનો આધાર એમાં સમાયો,
સત્ય મહત્વ મનાણું. ભક્તિતણી૦ ૧
પ્રહ્લાદ ધ્રુવજી સુદામા વિદુરજી,
મીરાં ને નરસિંહનું નાણું;
સાચવે જે ચિત્ત ચીવટ રાખી,
માનવ તેને પ્રમાણું. ભક્તિતણી૦ ૨
યજ્ઞથી પુણ્યથી જપથી કે તપથી,
જે ફળ શ્રેષ્ઠ ગણાણું;

---

૧ ભક્તિલાયક સ્થળ.

તે ફળ માત્ર મળે કરે ભક્તિ,
પણ મનનું ન ઠેકાણું. ભક્તિતણી૦ ૩
નવધા ભક્તિ નવ રત્ન સમાન છે,
મુક્તિનાં દ્વાર નવાણું;
ભક્તિની જુક્તિ છે અદ્‌ભુત ભાઈ,
મોજ એની રોજ માણું. ભક્તિતણી૦ ૪
કાન ભજો ભગવાનને ભાવથી,
આવશે આવું ન ટાણું;
ભક્તિ રહિત તન અંત્યજ[૧] સરખું,
પાપવિષે પરોવાણું. ભક્તિતણી૦ ૫

## वखतनी किंमत.

( પદ–ઝંઝોટી. )

"નાથ કૈસે ગજકો બંદ છુડાયો."—એ રાહ.

વખત વહી જાય છે આળસે ભાઈ;
કેમ વિચારતા નથી કાંઈ. વખત૦ ( ટેક. )
ખોએલું દ્રવ્ય ફરી સાંપડે છે,
સમય ન સાંપડે કાંઈ;
એવા અમૂલખ કાળની કાળજી,
ન મળે મૂરખ મનમાંહી. વખત૦ ૧
કાળ આવે પળવાર ન થોભે,
ચાલે કરીને ચહડાઈ;
આરંભ્યાં કામ અધુરાંજ રહે ને,
મનમાં રહેવું મુંઝાઈ. વખત૦ ૨
અટપટા આ પંથની ન કંઈ ગમ,
ક્યારે થવાની જુદાઈ;
દેહ ક્ષણિક ક્ષણિક સહુ વૈભવ,
ભવની એવી છે ભવાઈ. વખત૦ ૩

૧ ઘણું નીચ–અતિ શુદ્ર.

જાયું જવાનું ને ખીલ્યું તે ખરવાનું,
ખલક અતિ ઉંડી ખાઈ;
રંગ બેરંગી માયારૂપી પુષ્પો,
પલકમાં જાય સુકાઈ. વખત૦ ૪

વખત વિચારી વિવેકથી વર્त्तવું,
મૂકીને ખોટી મોટાઈ;
જગત–જનકનાં સહૂ છૈયે છેયાં,
સમજવી એવી સગાઈ. વખત૦ ૫

સમય સફળ કરે કાજ રૂડાં થકી,
પૂર્વની હોય પુણ્યાઈ;
વ્યર્થ કુસંપ કંકાસ કરંતાં,
કાળ જાશે ઝટ ખાઈ! વખત૦ ૬

રહ્યા ન વિક્રમ ભોજ યુધિષ્ઠિર,
સ્થિર કીરતી રહી છાઈ;
કાન અચાનક જાવું સહુને,
કર ભુંડા કાંઈ ભલાઈ. વખત૦ ૭

---

# सामान्य सूचना.

## पुत्रीने निशाळे मोकलो.

### ( પદ–પ્રભાત. )

મોકલો નિશાળે પુત્રિ સજ્જનો તમે
સજ્જનો તમે રે સાહુ, સજ્જનો તમે રે સાહુ, (ટેક.)
બાળપણમાં શિખાડયું બહેલું આવડે,
જેમ ઝાડ કુમળું અડે નમી પડે,
મોટપણમાં વિઘ્ન તો ઘણાં નડે,

મનમાન્યું ના કદાપિ પૂરૂં સાંપડે,
ઊમરે પોંચીને ભણે, શરમ શ્રમ ખમે રે. મોકલો૦ ૧

પુત્રિ ઘેર ના ભણે પણ રોજ રડવડે,
બની લાડકી છકી તે સર્વસૂં લડે,
સાસરે પીહેર પછી ભારિ તે પડે,
તે સમે પિતા ને માત તે વળી રડે,
રહિ પુત્રિ મૂર્ખ તેતો, બહુ બહુ દમે રે. મોકલો૦ ૨

જે નિશાળમાં શિખાય ઘેર ના શિખાય,
સાથિઓનું દેખિ દેખિ ચાનકો રખાય,
ન્યારિ ન્યારિ રીતિ પેખિ સાર ચિત લખાય,
દુઃસ્વભાવ સહેલથિ સહૂ કહાડિ રે નખાય,
બને પચવિ હૃષ્ટ પુષ્ટ, નિશાળે જમે રે. મોકલો૦ ૩

ઘરનું ભણ્યું બાંધ્યું ઢોર બ્હાર ન સંખાય,
કાં તો બને સૂમ કાં તો ભસી કરડિ ખાય,
સ્હેજ વાતમાં સદા તે સર્વથિ ઝંખાય,
જ્ઞાનના રસો પુરા તેથિ ના ચખાય,
નર્મદા ઘણૂં શું કહે, કરો મન ગમે રે. મોકલો૦ ૪

## नारीने भणाववा विषे.

(ગરબી.)

"રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે."—એ રાહ.

ભલા જન નાર ભણાવો ભાવેરે,
વિદ્યા સાચ સરસ લાભ લાવે. ભલા૦ (ટેક.)

શીખી સ્ત્રી ઘર તરતૂં[1] રાખેરે,
કો દી ભૂલી ખરાબે[2] ન નાખેરે,
નિર્ભે થઇને રૂડાં ફળ ચાખે. ભલા૦ ૧

ઘરનાં જનજોડે સંપે રહેશેરે,

---

૧ ઘરરૂપી હોડી તરતી રાખે. ૨ ખરાબા ઉપર.

જેને જેવું તેને તેવું દેશેરે,
રેશેરેશ હીસાબજ કહેશે. ભલા૦ ૨
કોઈનાં રૂપગુણુથી ના મોહેરે,
કોદી પાપિ વિચારે ન જોએરે,
નીતે ઉદ્યમમાં ચીત પ્રોએ. ભલા૦ ૩
જૂઠા વ્હેમ હણેજ ધિક્કારીરે,
રૂડી રીતને લેછે સ્વીકારી રે,
આપે બાળકને શીખ સારી. ભલા૦ ૪
જેવી મા તેવાં છોરૂ જોવાએરે,
જ્ઞાની હોએ તો જ્ઞાની સુહાએરે,
મુરખી હોએ તો મુરખ તે થાએ. ભલા૦ ૫
ઉછરે છોરૂઓ માનિ સંભાળે રે,
કુમળી ઊંમર મારહોડે ગાળેરે,
જેવા બોધો તેવાં તેઓ ભાળે. ભલા૦ ૬
વિદ્યા ભણુવાથિ મા જ્ઞાની હોએરે,
નિતિભક્તિથી થઈ ડાહી રહોએરે,
જેની છાપો છોરૂમાં જોએ. ભલા૦ ૭
સહુ સુધારાનું મૂળ તો નારીરે,
સહુ સુધારાનાં ઘરની તે બારીરે,
શીખી નારી તેની બલિહારી. ભલા૦ ૮
સ્ત્રીના હક છે પુરૂષ પ્રમાણેરે,
માણુસ મગનિ તે બે ફાડ જાણેરે,
નહીં ઓછૂં વત્તૂં મંન આણે. ભલા૦ ૯
કોઈ એકથિ દુનિયાં ન ચાલેરે,
સંઘે સરખે સરખાં બેહુ મ્હાલેરે,
સ્ત્રીને મારો નહીં કોઈ આળે. ભલા૦ ૧૦
તજી હઠને શીખાડો નારીરે,
રૂડી વાતને દો ન વિસારી રે,
નર્મદાનું કહ્યું ચિત્ત ધારી. ભલા૦ ૧૧

# विद्यागुणवर्णन.

## ( ૫૯. )

શુદ્ધિ આણી ફળ જાણી નરનારી ભણોરે,
વિદ્યા બહુ છે શુભકારી—ભણોરે. શુદ્ધિ૦ (ટેક.)

વિદ્યાથકી જો, બ્રહ્મ નકી જો;
હાંરે લીલા જોઈ કરજો ખુબ યારી-ભણોરે. વિ૦ શુ૦ ૧

વિદ્યાથકી તો, દુખને મટાડો,
હાંરે ધરી નીતિ સ્વીકારો રીતિ સારી-ભણોરે. વિ૦ શુ૦ ૨

વિદ્યાવિના જંત, પશુતણૂં તંત;
હાંરે કરે મસ્તી કુજારી[1] મારામારી-ભણોરે. વિ૦ શુ૦ ૩

વિદ્યાવિના તો, ન વ્હેમ જતો;
હાંરે તે તો રોજે રીબાવે ખુની ભારી-ભણો. વિ૦ શુ૦ ૪

વિદ્યાવડે તો, જન સુખ લેતો;
હાંરે રીસ લાલચો લલુતા ભુંડી મારી-ભણોરે. વિ૦ શુ૦ ૫

વિદ્યાવડે રેહ, નૂર કહો તેહ;
હાંરે પડે શત્રૂ આપીદે દોલત હારી-ભણોરે. વિ૦ શુ૦ ૬

વિદ્યાભાવે[2] તો થાય ફજેતો;
હાંરે વારે વારે સંઘેથી ફિટકારી-ભણોરે. વિ૦ શુ૦ ૭

વિદ્યા ભાવેથી, અનીતિભેથી;
હાંરે બચીજાઓ નહીંતો વ્હેરે આરી-ભણોરે. વિ૦ શુ૦ ૮

નર્મદ વાણી, સહુએ પ્રમાણી,
હાંરે તજી આળસ કરીને શ્રમ જારી-ભણોરે. વિ૦ શુ૦ ૯

---

૧ ધિઃક્કારવા જોગ ગેરવર્તણુક. ૨ વિદ્યાને અભાવે.

# वांचनथी थता लाभ.

## ( ગરબી. )

" સારૂં સારૂં રે સુરત શહેર, મુંબઇ અલબેલી. "—એ રાહ.

સાહુ નિર્મળ મનની નાર, ઉરમાં પ્રેમ ભરી;
શુભવચન રચન સુખકાર, નિરખો નેહ ધરી. (ટેક.)
સંચરવા શુભ પંથે પ્રેમે, નીતિ ટેક નવ તજિયે રે;
સુંદરિ સુંદરતાનો ગંભીર, હેતુ એજ સમજિયે.—ઉર૦
ચતુરાં ચ્હાવાની ચતુરાઈ, મનન કર્યાથી મળશે રે;
ઢોંગ સોંગ ને ધૂર્તમંત્રની, અઘટિત રીતિ ટળશે—ઉર૦
નાતવરા ને રડાણ કુટાણની, ચાલી ચાલ નઠારી રે;
તેમજ બીજી અઘટિત રીતો, દેશો સઘ સુધારી.—ઉર૦
દંપતિ નિજની ફરજ વિચારી, શાંત સુઘડ થઇ રહેશો રે;
બાળતણા શિક્ષણ રક્ષણનો, ઉત્તમ લ્હાવો લેશો.—ઉર૦
સીતા દમયંતી સાવિત્રી, જેનાં ચારુ ચરિત્ર રે;
ચિત્ર પ્રમાણે ચિતથી વાંચી, થઇએ પરમ પવિત્ર.—ઉર૦
પિયર અને સાસરિયાં કેરો, શુભ સંબંધ સમજવા રે;
શાસ્ત્રવચન શ્રુતિમંત્ર પ્રમાણી, લાગો ઝટ અનુસરવા—ઉર૦
વાંચનથી મન રંજન રહે ને, મળે અનુભવ જ્ઞાન રે;
શ્રવણ મનન નિદિધ્યાસન કેરા, ગ્રંથ કરે કલ્યાણ—ઉર૦
શિક્ષણથી માણસપણ આવે, નિપજે કનક કથીર રે;
સેવીને સારદ પદ સુંદર, કાન બનો નરવીર.—ઉર૦

## ( ગરબી. )

" મળજો મળજો મળજો રે, મારા શ્યામ. "—એ રાહ.

કામની કામની કામની રે,
આ સુણો શિખામણ કામની. (ટેક.)

કામની[1] વાત જે કામિની ન જાણે,
તે કામિની શા કામની રે. આ સુણો० ૧

પિયર સાસરિયે પ્રિયકર થાવું,
મમત તજી ધન ધામની રે. આ સુણો० ૨

દુર્ગુણથી રહી દૂર નિરંતર,
દરકાર કરશો ન દામની રે. આ સુણો० ૩

પતિભક્તિમાં પ્રાણ પરોવી,
જોતાં ન દિવસ કે જામિની[2] રે. આ સુણો० ૪

નિંદા કરે નાથની જે નગુણી,
પામે ન શાંતિ નામની રે. આ સુણો० ૪

કામ ક્રોધ તજી કાન રાજી રહેવું,
નીત પ્રીત રાખી રામની. આ સુણો० ૫

## सोकनुं साल.

### (ગરબી.)

"પાવે તે ગઢથી ઉતરચાં, મહા કાળી રે."—એ રાહ.

જન એકપર બીજી નાર, કોદી નવ કરતો;
જન એકને રડાવી ચાર, બીજી નવ વરતો[3] ૧

જન રાખી બળતી એક, સુખ દે બીજીને;
જન મૂકે મરદનો ટેક, અબળા દુખવીને. ૨

જન મેલૂં નીચું કામ, ભંગિયાથી ભૂંડૂં;
જન નિર્દય તેથી નામ, કસાઈથી કૂડૂં.— ૩

જન પ્રજા થતી પડે બંધ, પ્હેલી બૈરીને;
જન તે હત્યારો અંધ, બને ગભરાઇને.— ૪

જન નીસાસા બહુ લેજ, તેથી પીડાયે;
જન ફિટ[4] બૈરામાં સ્હેજ, વાતોમાં થાયે. ૫

---

૧ ખપની. ૨ રાત્રિ. ૩ પરણતો. ૪ બૈરાંઓ ફીટ ફીટ કરે.

જન નીત લડે બે નાર, એકકને ધુરકે;
જન તેથી દુઃખિ અપાર, ખૂણામાં સરકે.[1] ૬
જન મમતે વ્હડી દુખ દેય, પ્હેલી[2] ના માને;
જન ઘર ધુંધવતૂં રેહ, ટંટા તોફાને. ૭
જન લડતી જીવાઇકાજ, પ્હેલી[3] અકળાઈ;
જન જગમાં ખોયે લાજ, ભાઈ ને બાઈ. ૮
જન વ્હડે પછી દરબાર, હસતા મ્હાજનિયા[4]
જન સગા મ્હાલતા ધાર, ઘિસના[5] સાજનિયા. ૯
જન પ્હેલી મૂકે પોક, જિવતે ધણિયે ને;
જન વર કરતો દિલશોક, પછી તે કહે કેને. ૧૦
જન હોય ખરે જો ભોગ, બીજી કરવી રે;
જન વધી પડે પછિ રોગ, પડી[6] શી પીવી રે. ૧૧
જન દુઃખિ એકથી હોય, તો દુખ સાંખિ લે;
જન બીજી પરણી રોય, તેવું ના કરિ લે. ૧૨
જન ગુજરાતે છે રીત, બીજી કરવાની;
જન બન્ને રડતી નીત, ચંતા ખાવાની. ૧૩
જન રાજા રાણિ અનેક, કરતાતા જે તે;
જન મૂકી બેઠા ટેક, દુનિયાંથી છેટે. ૧૪
જન ઘરનિ ખરાબી થાય, બહુ બહુ રીતે રે;
જન સમજી શીખ લેવાય, તો સુખ નીતે રે. ૧૫

## कन्याविक्रय.

### (પરજ.)

"જીરે માણીગર બંદલો."—એ રાહ.

બાળાનાં દુઃખ સહુ બાળજો રે, કરી હૃદય વિચાર;
સૂણી શીખામણ એટલી,હાંરે શાણાં નર તેમ નાર.—બાળા૦

---

૧ જાય; ભરાય. ૨ પહેલી વારની સ્ત્રી. ૩ પહેલી વારની સ્ત્રી. ૪ નાતીલા. ૫ હોળીના પડવાનો વરઘોડો. ૬ દવાની.

કન્યાવિક્રયના ચાલથી રે, સહે બાળકીઓ દુ:ખ;
રાંકડી દુ:ખતે કોને કહે, હાંરે લેશ પામે ન સૂખ.—બાળા૦
કોપ થશે કિરતારનો રે, એથી પાપ અપાર;
વેર બને અન્ન દાંતને, હાંરે રીએ દુખડાં મોઝાર.—બાળા૦
રીત નહિ એ કુરીત છે રે, ભુંડી છે ભરપૂર;
ધરમ શરમ શોભા સામટી, હાંરે જાય જાણો જરૂર.—બાળા૦
ગાય અને દુહિતા સમાં રે, જ્યહાં દોરે ત્યાં જાય;
બોલ ન બોલે જરા મુખથી, હાંરે તેની ધરતી દયાય.—બાળા૦
બળતાં અંતરથી એ દિએ રે, દિનનીશે બહુ શાપ;
વેરી ગણો પૂર્વ જન્મનાં, હાંરે ભલે હોય તે માબાપ.—બાળા૦
ધૂળ પડો તે ધનમાં રે, ભુંડા પાપનું મૂળ;
એવાં પાપી માત તાતને, હાંરે થાય પ્રભુ પ્રતિકૂળ.—બાળા૦
બુઢ્ઢા અપંગ રોગી થકી રે, ખરાં સુખની શી આશ;
વય ગુણ રૂપ જો વિરૂદ્ધ તો, નહિ મળતી તે રાશ.—બાળા૦
શ્રદ્ધા ન હોય જો કાંઇ તો રે, વર ઘર જોઇ સાર;
કંકુ ને તુળસીને પાંદડે, હાંરે દેવી કન્યા કુમાર.—બાળા૦
ઉલટા અતિ ધન લોભથી રે, કરશો ન અન્યાય;
કાળી ગળીનો ડાઘ એ, હાંરે કાન કદિ ન ભુસાય.—બાળા૦

# गोरक्षण.

## गोरक्षानुं गौरव.

( ધોળ-રામગ્રી-ઇત્યાદિ. )

" ભૂલી ભમે છે ભામિની. "—એ રાહ. "

રક્ષણ કરવા ગાયનું, લહો સદ્ય ઉપાય;
આળસમાં કાળ ગાળતાં, કાંઈ નહિ રે કરાય.—રક્ષણ૦

રંકમાં રંક તે ગાય ને, દૂજી [1]દુહિતા ગણાય;
પાલન તેનું જે ના કરે, પાપી પૂરો મનાય.— રક્ષણુ૦

દેશનું દ્રવ્ય ઘટી ગયું, ગયું શૂર શરીર;
ધર્મની દઢતા ના મળે, વાત એ છે ગંભીર.— રક્ષણુ૦

મોજ મઝા સૂખ ચેનમાં, ખરચે બહુ દામ;
પુણ્યનો પંથ પેખે નહિ, નહિ નિર્મળ ધ્યાન.— રક્ષણુ૦

વિક્રય કરવો ન ગાયનો, જહાં થાય વિનાશ;
ધારા બાંધો નાત જાતમાં, ટળે હિંસાનો ત્રાસ.—રક્ષણુ૦

વિપ્ર સુપાત્રને ઓળખી, દેવું ગાયનું દાન;
પાળે પોષે પ્રાણુ જાણિને, થાય નહિ નૂકશાન.—રક્ષણુ૦

ખેતી બને ખૂબીદાર જો, ખૂબ ખાતર હોય;
એવા રસાયન શાસ્ત્રના, હેતુ કોય ન જોય!— રક્ષણુ૦

ગાયની હિંસા ન થાય તો, થાય ધરતી રસાળ;
ખાતર ગોવરનું મળે, ફળે તરુઓ વિશાળ.— રક્ષણુ૦

બેલ મળે બળવાન ને, વધે વિત્ત વેપાર;
દેશી ઉદ્યોગ જાગ્યા થકી, ભાગે ભાવઠ ભાર.— રક્ષણુ૦

દૂધ દહીં ઘી સોંઘાં મળે, વળી સ્વચ્છ સુરીત;
આયુષ્ય સુખની વૃદ્ધિ થતાં, કાન મન પ્રફુલીત.— રક્ષણુ૦

## स्त्रीओनी फरज.

### ( ગરબો. )

"સારૂં સારૂં રે સુરત શહેર, મુંબઇ અલબેલી."—એ રાહ.

સહુ કામનીનું એ કામ, ગોરક્ષણ કરવું.
નથી અવિચળ આ ધનધામ, છે અંતે મરવું. ( ટેક. )

મરણતણો ભય નિશ્ચય જાણી, દોષથકી દીલ ડરવું રે;
હિંસક કર્મો હણવા માટે, તન મન ધન વાવરવું.—ગો૦ ૧

---

[1] દીકરી.

કાન્તા વચન કવિતા જેવું, મનહર મધુર ઉચરવું રે;
જગનું જેમાં હીત સમાયું, એ શુભ પગલું ભરવું.—ગો૦ ૨

સર્વ સુધારા સુખનું સાચું, માનુનિ મૂળ સમજવું રે;
માનુનિ માન્ય કરે તે માન્યજ, અન્ય પડેછે તજવું.—ગો૦ ૩

સીતા સાવિત્રી દ્રૌપદી ને, અનસૂયા ભોગવતી રે;
પતિસંમતિયે ઉત્તમ કાર્યો, કેવાં નિત્યે કરતી?—ગો૦ ૪

ગાય પાળવા પ્રેમ ધરો તો, થાએ જલદી ક્ષેમ રે;
બચે બિચારાં ઉત્તમ પ્રાણી, આણો ઉરમાં રે'મ.—ગો૦ ૫

આ સંસારરૂપી સાગરથી, તુરત હોય જો તરવું રે;
'પ્રાણ પ્રમાણે ગાય પાળવી,' નિશ્ચયથી નવ ફરવું.—ગો૦ ૬

લાખો જીવ કસાઈ લે છે, તેનું થાય ઉગરવું રે;
પુણ્યતણા એ પંથે પ્રેમે, કેમ ન કાન વિચરવું?—ગો૦ ૭

## गोसेवानी महत्ता.

### (પદ-ગરબી.)

"વાંસલડી વેરણ થઈ લાગી રે, વ્રજની નારને."—એ રાહ.

સહુ નરનારી, ગાયતણું ગુણગાન કરી સુખ માણીએ;
ભવસાગર આ, તરવાનું સાધન ગોસેવન જાણીએ. (ટેક)

જન જન્મથકી પય પાન કરે, તર [1]તક્ર જમી બળ શુદ્ધ ધરે;
અન્ન-વસ્ત્ર સજી એથી ઉધરે,—સહુ નરનારી૦ ૧

શીતળ નિર્મળ મુખડું રૂડું, કદિયે ન કરે કોનું કૂડું;
ઉર શાન્ત વિશાળ અતિ ઉંડું,—સહુ નરનારી૦ ૨

અણિયાળી કાળી આંખલડી, ધોળી રાતી શુભ જાતલડી;
કોઇ જાડી ઝાઝી પાતળડી,—સહુ નરનારી૦ ૩

રક્ષણ એનું તે આપણનું, જર મૂકયું જાણે થાપણનું;
પણ થેલીપર તાળું મણનું!—સહુ નરનારી૦ ૪

---

[1] છાશ.

એ વૈતરણી તીરે તારે, યમ મારે ત્યાંથી ઊગારે;
દે શાસ્ત્ર શાખ જેની ભારે,–સહુ નરનારી० ૫
પાલન પોષણ રક્ષણ કીજે, શુભ લક્ષણ સેવાનાં લીજે;
ઝટ કાન સરસ અમૃત પીજે,–સહુ નરનારી० ૬

## ( ગરબી. )

"આવો હરિ શિવશંકર ભોળા."—એ રાહ.

પાળો પાળો ગાયો સૌ પ્રીતે,
ભાળો ભલા લાભો નવનીતે;—પાળો० (ટેક.)

પૂરે કામધેનુ સહૂ કામ,
ગવાયું ગ્રંથ વિષે નામ;
ધેનુવણ કંઈ ન પવિત્ર ધામ, પાળો० ૧

ઘોડાં ટાડાં વાંદરાં ને શ્વાન,
પાઇ પય પુષ્ટ કરે શ્રીમાન;
કહો પણ શું કરે એ કલ્યાણ? પાળો० ૨

ચરી તૃણ ગુણ અગણિત કરે,
દહીં દૂધ માખણ ઘૃત ભરે;
અંતે તન તાપ અગાધ હરે, પાળો० ૩

તારે ભવસાગર થઇ ત્રાતા,
ભીડ કરે સાહ્ય જાણે ભ્રાતા;
માતા પેરે અવિચળ સુખદાતા, પાળો० ૪

ભણી ગણી અર્થ વિચાર કરો,
ઘણા ગુણનો એ અખૂટ ઝરો;
ખરાં સૂખનું દ્વાર શું વિસરો? પાળો० ૫

દુઃખી દશા જાય દરિદ્રપણું,
બને હિંદનું હીત નિત્ય ઘણું;
ખુલે ભાગ્ય કાન ત્યારે આપણું, પાળો० ૬

# गोरक्षामाटे बेदरकारी.

## ( ગરબો. )

"મોહલે પધારો મહારાજ, માણીગર મોહલે."—એ રાહ.

સહુ સાંભળો શિક્ષા સાર, સજન જેમાં હીત તમારૂં;
થાય સુખમય આ સંસાર, માનો એક વાયક મારૂં. (ટેક.)
ગોબ્રાહ્મણ પ્રતિપાળનું, નામ ધરાવો આપ;
'જયગોપાળ' વળી વદો, અતિ ઉત્તમ શબ્દ અમાપ-સ. ૧

પણ એ નામ પ્રમાણમાં, થતાં નથી કંઈ કાજ;
ગાય ગરીબ રીબાય છે, તેની દિલ ન મળે કંઈ દાઝ.-સ. ૨
ગાડી વાડી લાડીમાં, થઈ મહા મગરૂર;
પોષી નિજના પંડને, માનો પાખંડ અવર જરૂર!—સ. ૩

ધનમદથી થઇ આંધળા, ન કરે જન કલ્યાણ;
પરોપકાર સુકર્મની, મોજ માણે ન ખળ પાષાણ.—સ. ૪
ખાતાં પીતાં ખેલતાં, ખોય દિવસ ને રાત;
ગંદિ દેહના છંદમાં, કરે મમતા ભર્યા ઉત્પાત!—સ. ૫
ગોસેવા કરવાથકી, તરે સકળ સંસાર;
સફળ થાય આ જન્મ પણ, જડ જનને સમજ ન લગાર.૬

દેશ ગયો દોલત ગઈ, ગયાં રાજ ને તાજ;
અન-જળના સાંસા પડયા, રાખે ઈશ્વર તો રહે લાજ!—સ.૭
વ્યર્થ તમાસા તાનમાં, ખંતે ખરચે વિત્ત;
લડે અદાલત ધીટ થઈ, ધિઃક્ક! પુણ્યમાં ન મળે પ્રીત. સ.૮

વ્યાપારે વણશે કદી, દરિયે ડૂબી જાય;
ચોરો ચોરી જાય કે, આગ લાગતાં હાણી ખમાય!—સ. ૯
પણ શુભ કામે પાઈ પણ, વાપરતાં દુખ થાય;
વાતો વડી વદાય છે, જાતે જિભેએ જશ ન લેવાય.—સ.૧૦

જીવ દયાથી સર્વદા, થાશો પરમ પુનીત;
જશે દુર્દશા દેશની, પ્રભુ પ્રેરશે સુમતિ ત્વરીત.—સ. ૧૧
વાણી બુદ્ધિ ચિત્તથી, શોધો સાર અસાર;
જીવન કાન સફલ બને, થાય અંતે અવશ્ય ઉદ્ધાર.—સ. ૧૨

# गोसेवा कर्त्तव्य.

## ( પદ–એલાવર ઇત્યાદિ. )

"વનચર વીરારે વધામણી, કહે ક્યાં થકી લાવ્યો."—એ રાહ.

શરમ છે આર્ય સમસ્તને, ભમ્યા ભરમે ભૂલાઇ;
દેશ–કલ્યાણની હોલમાં, દરકાર ન કાંઈ— શ૦ ૧
આપ સુખે સુખિયા ગણી, પર પીડ ન જાણે;
રીબાય ગાય ગરીબ તે, ખ્યાલ સ્વપ્ને ન આણે.—શ૦ ૨
ગોચરણોને કારણે, ભૂમી છૂટ મૂકાતી;
ચરતાં પશુ સૂખ ચૈનથી, શાન્તિ સઘળે જણાતી.—શ૦ ૩
દેશી વિદેશી રાજ્યથી, થઈ બંધીઓ ભારી;
વસુ વાણ તસુ જગા ના જડે, પશુ રોય પુકારી.—શ૦ ૪
દેશી વિદેશી રાજવી, હજી બંધન કાપો;
ગોચરણોને કારણે, છૂટ જગ્યાની આપો.— શ૦ ૫
જંગલ ખાતું ચાલુ થતાં, ગયું મંગળ મૂળ;
ઝાડ કે પાતરૂં ના જડે, ધારાની મહા શૂળ.— શ૦ ૬
તાણ મીઠાની થઈ પડી, કર તે પર બેઠો;
પ્રકૃતિ બગડી પશુતણી, જાગી જાય ન શેઠો.— શ૦ ૭
ખેતિનાં મોટાં મ્હેસૂલથી, ખેડુતો બુમ પાડે;
ઢોર સુખે ન પાળી શકે, વાંક કર્મના કાઢે. —શ૦ ૮
પાળેલાં ઢોરો પિડા થકી, આમ વેંચે રીબાઈ;
જાય કસાઈના કર વિષે, એમાં શી છે નવાઇ?—શ૦ ૯

એવી અતિશય અડચણો, લખતાં પાર ના'વે;
સર્વ સંપી પગલાં ભરે, કાન સુયશ સુહાવે.—શ૦ ૧૦

## गोहिंसकोनी क्रूरता.

### (ગરબો.)

"વાંસલડી વાગી ને હું જાગી."—એ રાહ.

અરે થાય ગાયનો આજ વિનાશ,
કરો સહુ તેતણી તુરત તપાસ. (ટેક.)

ખરેખર ક્ષીરનો ગાય સમુદ્ર,
પિછાણે પણ તે નહિ મતિક્ષુદ્ર[1];
મારે કાપે મૂરખ મૂઢ અબુદ્ધ.—અરે થાય૦ ૧

પારસમણિ જગદંબા એ જરૂર,
પૂરે આશ અનજળ આપી મધુર;
એવી ઉપકારીને મારે છે ક્રૂર.—અરે થાય૦ ૨

કલ્પવૃક્ષ[2] કામદૂધા સુરધેનું,
આપે મનવાંચ્છિત સૂખ મઝેનું;
રક્ષણ પણ કેમ બને નહિ એનું?—અરે થાય૦ ૩

કસાઈ કેર કરે છે અકારો,
ખરે પણ તેમાં છે વાંક તમારો;
કારણ જાણી ક્રૂરતા કાં ન નિવારો?—અરે થાય૦ ૪

પાળે તેવી જાતિ નથી એ જણાતી,
નથી ગાયો એમને ઘેર વિયાતી;
લાવે ધન નિર્ધનને દઈ ઘાતી.—અરે થાય૦ ૫

તિલક માળ ઉપવિત અંગ ધરીને,
પાળકપણું દાખવે ગાય હરીને;
વેચે નીચ રંક જનો છેતરીને.—અરે થાય૦ ૬

---

૧ હલકી બુદ્ધિવાળા. ૨ મનગમતાં ફળો દેનારૂં સ્વર્ગનું ઝાડ.

હિંદુભાઈ પારસી તેમ ઇસાઈ,
મુસલમિન જનસું બાંધો મિત્રાઈ;
કરો ગોરક્ષણ મૂકી જુદાઈ.—અરે થાય૦ ૭

# गोमंडळनी अरजी.

( ગરબો. )

" ઓધવજી સંદેશો કહેજો શ્યામને. "—એ રાહ.

શાણી મહારાણીજી આ અરજી સુણી,
દેશો ગોરક્ષણ પર લક્ષ વિચાર જો;
આપતણો જાણીને પૂરણ આશરો,
ગોમંડળ ઉચરે નિજનો ઉદ્દગાર જો.—શાણી૦ ૧

પહેલો દોષ ઘટેછે પાળક આર્યને,
વિક્રય કરતાં લેશ ન કરે તપાસ જો;
થાય અમારી પ્રાણ હાણ એ સર્વથા,
ધનવાનોને પણ નહિ મનમાં ત્રાસ જો.—શાણી૦ ૨

પામર એવા પાળક નરને પારખી,
પક્કિ રીતે આપો એ ઉપદેશ જો;
વિનાશ પામે તેવે સ્થળ જે વેચશે,
ધારાથી શિક્ષા થાશે સવિશેષ જો.—શાણી૦ ૩

મુસલમિન ને આર્ય ઇસાઈ કલેશથી,
લડે પરસ્પર તેમાં નહિ કંઇ માલ જો;
નિજની ફરજ ગણીને બંધો બાંધશે,
તો થાશે આ દુર્બળ દેશ નિહાલ જો.—શાણી૦ ૪

દુધ ઘી માખણ શુદ્ધ સરસ મળતાં નથી,
ચરબી ચાક ચિકાશની થાયે ભેળ જો;
શરીરબળ ને વીર્યવિના નબળા સહુ,
સંતતિ સારી કેરૂં શૂન્ય મૂકેલ જો.— શાણી૦ ૫

ઘી હોમેથી સ્વચ્છ હવા સુખદા હતી,
થાતી વૃષ્ટિ ખેતીને અનુકૂળ જો;
મરકી મહામારી[1] રોગો જાણ્યા નહિ,
સાત્વિકવૃત્તિ શ્રદ્ધા થઈ નિર્મૂળ જો.—શાણી૦ ૬
ખાતર વગર રસાળ જમીન થતી નથી,
બળદ મળે દુર્બળ ને મોંઘે મૂલ જો;
ખેતીવાડી ઝાડી ઝાંખર થઇ પડી,
મિષ્ટ વસ્તુનાં કપાય છે આ મૂળ જો.—શાણી૦ ૭
પાંચ પંડનાં પોષણ સારૂ થાય છે,
પચાસના પોષણનો ક્ષણમાં નાશ જો;
અર્થ વિચારે મોટો એહ અનર્થ છે,
ધર્મ વિચારે અધર્મનોજ પ્રકાશ જો.—શાણી૦ ૮
વીર્યવિના તો કામ તમામ નકામ છે,
મોક્ષતણું રક્ષાવણ નોયે વેણ જો;
પ્રેમ અને પુરૂષારથ ખોઇ પ્રપંચથી,
દ્વેષ-કલેશમાં મચ્યા પચ્યા દુખદેણ જો—શાણી૦ ૯
માંસ વ્યસન વ્યભિચારે છે વૃત્તિ વળી,
ગળી ઘણી લાગે છે નિંદા નીચ જો;
ઊંચ્ચ આર્ય અભિમાન જ્ઞાન ઊંચી ગયાં,
ગયો સુજશ તે મળી કપટને કીચ જો.—શાણી૦ ૧૦
ન્યાયી નયી[2] દયાળુ પૂર્ણ પવિત્ર છો,
તો કયમ ટાળો નહિ પ્રજા-પરિતાપ જો;
આપતણી કરુણાની તો અવધી બધે,
પસર્યો બુદ્ધિવંતાં આપ પ્રતાપ જો.—શાણી૦ ૧૧
દેશોદયનું દ્વાર ખરેખર ગાય છે,
ગાયવડે છે મોટી ઘરમાં મોજ જો;
વિદ્યા હુન્નર કેળવણી ઉદ્યોગ ને,
ન્યાય સુધારા કેરી નવલી ખોજ જો.—શાણી૦ ૧૨

---

૧ કોલેરા ૨ વિવેકી.

રક્ષણ સહુનું ગાય કરે છે સર્વદા,
અખિલ વિશ્વને જેનો છે આધાર જો;
તે આભાર વિસારી રેંહસી ખાય તે,
ગોહત્યારા મુંજી પતિત અપાર જો.—શાણી૦ ૧૩
જ્ઞાતાને ઝાઝું શું કહેવું વીનવી,
કાન ધ્યાનમાં લેશો તો સહુ સાર જો;
આશિષ દેશું અંતરના સંતોષથી,
ગાશું આપતણા ગુણ વારંવાર જો.— શાણી૦ ૧૪

## सर्व संपत्ति गायथीज छे.

( ગરબો. )

"પ્રેમની પ્રેમની પ્રેમની રે મને લાગી કટારી પ્રેમની."—એ રાહ.

ગાય છે ગાય છે ગાય છે રે,
ધન ધાન્યતણું મૂળ ગાય છે. (ટેક)
પાય છે જે પય માયના સરીખું,
ગુણ તેના તો ગવાય છે રે;—ધન ધાન્ય૦ ૧
ભેંસનું ભારી ને બકરીનું હલકું,
ગાયનું સમાન ગણાય છે રે;—ધન ધાન્ય૦ ૨
વિયાય છે વળી જે નવ માસે,
વૈદકનો અભિપ્રાય છે રે;—ધન ધાન્ય૦ ૩
ગાય પોષાય તો ખેતિવાડી ને,
દેશ આબાદિ છવાય છે રે;—ધન ધાન્ય૦ ૪
બળદ મળે વળી બહુ બળવંતા,
સાંતીમાં જે જોતરાય છે રે;—ધન ધાન્ય૦ ૫
ખેતિ ઉદ્યોગનું દ્વાર એ ખરેખર,
આળસમાં અટવાય છે રે;—ધન ધાન્ય૦ ૬
અન્ન-વસ્ત્ર શાક પાક પામો અનુપમ,
કાન સિદ્ધાંત સદાય છે રે;—ધન ધાન્ય૦ ૭

સંપૂર્ણ.

(કુશળ ટીકાકારોએ વખાણેલા ગ્રંથો-કર્ત્તાનાં ચિત્ર ચરિત્ર સાથે.)

# સુભાષિત-લહરી.

રચનાર

## પંચનદી પંડિત શ્રી ગટ્ટૂલાલજી.

(અનેકાવધાની, શીઘ્રકવિ, ભારતમાર્તંડ, વેદાંતભટ્ટાચાર્ય ઈત્યાદિ.)

આ પુસ્તકમાં ઈશ્વરભક્તિ, નીતિ, સાહિત્ય, ગુજરાતી સમશ્લોકી ભગવદ્ગીતા આદિ અનેક ઉપયુક્ત અને મનોરંજક વિષયો, જુદા જુદા છંદપ્રબંધ, રાગરાગણી અને પદબંધમાં વર્ણવ્યા છે. પંડિત શ્રીગટ્ટુલાલજી ભરતખંડના ભૂષણરૂપ એક સંસ્કારી (Natural) કવિ છે. એમના કવિત્વની કીર્તિ આખા ભરતખંડ અને યૂરોપસુધી એટલી તો પ્રસાર પામી છે કે, તેવિષે વિવેચનની જરૂર નથી. એમની કવિતા તે સાક્ષરતાની પરિસીમા છે. ઉત્તમ કાવ્યામૃતનું પાન કરનારા **કાલિદાસ**, **ભવભૂતિ**, વગેરે કવિઓ અને **ભોજ**, **વિક્રમ** તથા **શ્રીહર્ષ** જેવા રાજાઓ અદ્યાપિ પણ યશરૂપે અમર જ છે. આવા ઉત્તમ કાવ્યવડે ઈશ્વરસ્તુતિ કરવાથી પાપનો નાશ થાય છે. ગમે તેવી દલગીરી હોય તે પણ તેથી દૂર થઈ આનંદ ઉપજે છે; ને તુરત આનંદ ઉપજાવવો એ કવિતાનું મુખ્ય પ્રયોજન છે. આનંદદાયક બીજા પદાર્થો છે, પણ તેથી કવિતા જેટલો સત્વર આનંદ ઉપજતો નથી. વ્યવહાર અને દુનિયાદારીનું જ્ઞાન, સુજનોની સુખદુ:ખમાં વર્તણુક, ગરીબોની દયા, કપટી લોકોને મળતી શિક્ષા, વગેરે બાબતો કવિતાથી ઝટ સમજી શકાય છે. કાન્તાની પેઠે કવિતાથી કરેલો ઉપદેશ સ્નેહ ઉપજાવી સારી પેઠે ખીલી નીકળે છે ને ઘણી સારી અસર કરે છે. વળી સર્વ સમયોના ને સર્વ જાતના વ્યવહારોમાં તો કવિતા સવિતા (સૂર્ય) જેવી છે. સત્કવિઓના કાવ્યથી વ્યવહારજ્ઞાન પુષ્કળ પ્રાપ્ત થાય છે, ઘણા

કાર્યોમાં ઉત્કર્ષ મળે છે અને નહિ બનેલી વાતને તે બનવા જેવી ખરી કરી દે છે. એટલુંજ નહિ, પણ ગમે તેવો ભયંકર પદાર્થ પણ કવિની વાણીમાં પેસવાથી વિલક્ષણ આનંદ ઉપજાવે છે. જેમ ભર દરીએ એકાદ નાનકડા વહાણમાં બેઠેલા મનુષ્યને કેટલી બધી ધાસ્તી હોવી જોઇએ, પરંતુ તે બનાવ સુકવિના મુખમાંથી નીકળે તો આનંદકારી થઈ પડેછે. આ ઉપરાંત સમશ્યાપૂર્તી અને વાક્ચાતુર્યથી કવિતા એવો તો આનંદ ઉપજાવે છે કે, લોકોને તેથી તાજુબી લાગે છે. ને કહે છે કે "**જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ.**"

કાવ્યપ્રકાશ, સાહિત્યદર્પણ, કાવ્યાદર્શ, ચંદ્રલોક, રસગંગાધર, મહાકાવ્ય, ખંડકાવ્ય, ચંપુ, નાટક, પ્રહસન વગેરે કવિતાને લગતા સંસ્કૃત, બ્રિજ, તથા મરાઠી ગ્રંથોનું આ કવિરાજે એટલું બધું અવલોકન કરચું છે કે, તે અત્રે લખવું અશક્ય છે. આ લહરીમાં તેમની કવિતા અપૂર્વ છે ને તેમાં સ્વરૂપ, પ્રયોજન, અલંકાર, લક્ષણ, રીતિ, વૃત્તિ, શક્તિ, નિપુણતા, કશાની કચાશ નહિજ હોય એ દેખીતુ છે. વળી મરાઠી મહા કવિ **મો**રોપંત અને **વા**મનના જેવી દ્વીઅર્થી ચમત્કારિક ગીતિ તથા રઘુવંશ મહાકાવ્યના નવમા સર્ગ જેવું યમક આપણી ગૂજરાતી ભાષામાં પ્રથમજ જોવામાં આવશે.

આ ગ્રંથમાં વળી **અ**કબર બાદશાહની હજુરમાં કવિ **ગં**ગે કહેલાં રસિક કવિતો તેમજ બીજા પ્રાચીન કવિઓની કવિતા સાહિત્યના વધારા દાખલ આપી છે. તથા કવિરાજની સુંદર છબિ તેમના ચરિત્ર સાથે આપવામાં આવી છે. સુંદર છાપ, કાગળ અને પાકી બાંધણી સાથે તેની કિંમત રૂ ૧ છે. પોસ્ટેજ રૂ ૦)-

**કહાનજી ધર્મસિંહ,**

ચંપાગલી, વિઠલવાડી, મુંબઈ.



# શ્રીપરમપદ-બોધિની.



(બીજી આવૃત્તિ.)

યોગ, સાંખ્ય, ભક્તિ, અને વેદાંતની સમજ આપનાર આ અતિ ઉત્તમ ગ્રંથ છે. એમાં યમ, નિયમ, ચોરાસી આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ, મુદ્રા વગેરે હઠયોગ અને રાજ-યોગની પુષ્કળ પ્રક્રિયાઓ સ્ફુટ કરી વર્ણવી છે. એટલુંજ નહિ, પણ તેની પ્રથમાવૃત્તિ જલદીથી ખપી જતાં, આ બીજી આવૃત્તિમાં પિંડ-બ્રહ્માંડનો વિવેક, સાંખ્યસાર, સર્વસારનિરૂપણ, આત્મજ્ઞાનની અ-સરકારક કવિતાઓ તથા કર્ત્તા મહાત્મા શ્રી નથુરામ શર્માની ભદ્રામુદ્રાયુક્ત સુંદર છબિ અને ચરિત્રનો વધારો કર્યો છે. આ ગ્રંથવિષે સુદર્શન (પ્રિયંવદા), સત્યવક્તા, જામે જમશેદ, મુંબઈ સમાચાર, વગેરે પત્રોએ ઘણા સરસ અભિપ્રાય આપ્યા છે. સુંદર છાપ, કાગળ, અને પાકી બાંધણીસાથે મૂલ્ય રૂ. ૧ પોસ્ટેજ ૦)–

**કહાનજી ધર્મસિંહ,**

ચંપાગલી, વિઠ્ઠલવાડી, મુંબઇ.

# સાહિત્ય-સંગ્રહ.



આ ગ્રંથમાં લોકપ્રિય કવિ ગંગે અકબર બાદશાહની હજુરમાં કહેલાં કવિત, સવૈયા તેમજ ગદ્દ, ગિરધર, તાનસેન, તુળસી-દાસ, જસુરામ વગેરે જૂના કવિઓની અતિ રસિક અને બોધક કવિતા દાખલ કરી છે. એ કવિતાની કીર્તિ એટલી તો જગજાહેર છે કે, તે વિષે વિવેચનની જરૂર નથી. માટે જોઇયે તેમણે આ ગ્રંથવિષે તાકીદે લખવું. કીંમત રૂ. ૧) પોસ્ટેજ રૂ. ૦)–

**કહાનજી ધર્મસિંહ,**

ચંપાગલી, વિઠ્ઠલવાડી, મુંબઇ.